# સંગીત રામલીલા

અથવા

# રામ ચરિત્ર.



કિમત. રૂ. ૧-૦-૦

શ્રીહરિઃ

ગાયનોના રાગથી નવીન

ધી કુકરવાડા આર્યજ્ઞાનવર્ધક ધર્મોપદેશક

# સંગીત રામલીલા

## અથવા

# રામ ચરિત્ર.


કર્ત્તા—શ્રી કુકરવાડા નિવાસી

છોટાલાલ મનસુખરામ, જ્યોતિષિ.

સેક્રેટરી ઑફ મેનેજર.

બળદેવજી મનસુખરામ જ્યોતિષિ.



છપાવી પ્રસિદ્ધ કર્ત્તા,

રેવાશંકર વ. ચુનીલાલ જોષી.

પ્રત ૧૦૦૦

હેડઑફી કુકરવાડા તા૦ વિજાપુર.

કિંમત રૂ ૧—૦—૦.

આ પુસ્તક હેડઓફીસમાંથી મેનેજર તથા કર્ત્તા પાસેથી મળશે.

# પ્રસ્તાવના.

મહેરબાન ? પ્રિય વાંચકો, અને સુગ્ન જનો. આ સંગીત રામ ચરિત્ર નામનું પુસ્તક વાંચો અને પસંદ પડે તો આપના મિત્ર મંડળમાં ફેલાવશો એવી આશા છે.

પુર્વે શ્રી અયોધ્યા નિવાશી સૂર્યવંશી રાજાધિરાજ દશરથ અને તેમના પુત્રો, રામચંદ્ર, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન. એમણે સ્વહસ્તે કરેલા કામનો આબેહુબ ચીતાર એટલે રાક્ષસ લંકા નિવાશી મહારાજા ધિરાજ રાવણ રાજા વીગેરેએ પોતે કરેલા અભીમાન માટે પોતાને મરણને સ્વાધીન થવું પડયું , તે સરવે ચિતાર નવીન રીતે ગાયનના રૂપથી ગોઠવવામાં આવીને આ પુસ્તક બહાર પાડવામાં આવે છે.

આ પુસ્તકમાં એવો તો ગુહ્યાર્થ છે કે સુગ્ન અને સમજુ માણુસો તેનો સારો અર્થ પોતાના મગજમાં ઘટાવશે. અને બીન સમજના માણુસ અર્થ વીરૂદ્ધ અનર્થ કરશે. તેઓના માટે ખાસ ભલામણ કરૂ છું કે, એકથી વધારે વખતે આ પુસ્તક વાંચવા સારૂ તસ્દી લેશો કે જેથી મંદમતીના માણુસની પણ સુગ્ન બુદ્ધીનો ફેલાવો થશે અને ધર્મ, અર્થ, કામ, મોક્ષ એ ચાર પ્રકારના સુખને સંપાદન કરવા શક્તિમાન થશો. એટલુંજ નહી પણ નીતી વ અનીતી વીશેનો સંપુ-રણ વીચાર થઇ પોતાનો સંસાર સુખસાગર રૂપ થઇ પડશે.

આ પુસ્તક માટે વધુ વ્યાખ્યાન કરવાની જરૂર નથી, કારણ કે હાલના જમાનામાં ખરા ખોટા ગોટા વાળી સરવે માણુસો ખાસ મહોટાઇ લેવાને

અને પોતાનું નામપ્રસીદ્ધ કરવા ગમે તેવા ગાયનો બનાવી બુકો તૈયાર કરી સારા ભભકાદાર હેન્ડબીલો ગોઠવીને લોકોના જીવ લોભાવી દ્રવ્યનું હરણુ કરી લે છે પરંતુ આ બાબતમાં તેમ કરવા હમારી બીલકુલ ઇચ્છા નથી માત્ર સાક્ષાત્કાર જે તુલસીકૃત, ગીરધરકૃત, વાલ્મીકકૃત, વીગેરે રામાયણોના ખરા ગ્રંથ ઉપરથી સારાંસ કાઢી આ અમુલ્ય ગ્રંથ રચવામાં આવ્યો છે માટે જેમણે હરી સ્મરણની ઇચ્છા અને પોતાના સંસાર સાફલ્ય કરવાની ઇચ્છા હશે તેઓને આ બુક ખરીદવાની જરૂર છે.

આ પુસ્તકમાં ભાષણ વીગેરેનો પણ કિંચીત કાશ મુકેલો છે કે જેથી હાલના ચાલતા સંસારીક ઘરના કામકાજને પણ નિતિના આયના રૂપી થઇ પોતાના ધંધા રોજગારને જશ મેળવી શકશે.

મુ૦ કુકડવાડા.
પોસ્ટ કુકડવાડા.

મેનેજર-બળદેવજી મનસુખરામ જ્યોતિષી
ઠે. ધિ કુકરવાડા આર્ય જ્ઞાન વર્ધક.
ધર્મોપદેશક કંપની.



### શ્રી સરસ્વતિ પ્રસન્નોસ્તુ.

# સંગીત રામલીલા અથવા રામ ચરિત્ર.

---

( શાર્દુલ વિક્રિડિત. )

સુત્રધાર—શ્રી ગજાનન વક્રોદર વિનવું, આપો સદા સંપદા;
કાપો પાપ અતિશે તાપ ત્રિવિધે, સેવા કરૂં સર્વદા.
હે શિવ સુત ભજવું સ્તુતિ મન ધરી, આ વિશ્વ ભૂમી મહીં;
રાજીને સુખ થાય દાય હમને, આપો ગણેશા અહીં
સુર્યવંશી રઘુવીરની, લીલા હું આજે કરૂં;
ભૂલ ચુક ક્ષમા કરો ગણપતિ, આનંદથી હું ફરૂં.

---

અહો ! આર્ય બંધુઓ આજે હમો કુકરવાડા નિવાસી ભટ મેવાડા બ્રાહ્મણો શ્રી અવધપુર નિવાસી શ્રી રામચંદ્રનું સંગીત રામ ચરિત્ર લીલા ભજવી બતાવનાર છીએ જેમાં રામચંદ્ર પ્રભુ છતાં મનુષ્યાવતાર શા કારણથી ધારણ કરવો પડયો તે વિગેરેનુ અપુર્વ ગાયન સાથે આજે વર્ણુવ કરવાનું છે તો આપ અત્રેં બિરાજેલા સભાસદો વડ્ડજનો, તેમજ બંધુ જનો, એકાગ્ર ચિત્તથી શ્રવણ કરશો એવી આશા છે.

તથાસ્તુ શ્રી રામ.

(ત્રિતાલી.)

વિદુષક—નાટક પાત્રને વેશ સમજાવ્યો, હજુ કેમ વિદુષક ન આવ્યો
આવ્યો મિત્ર માર જીવજાન, લાડુ વિના નથી રહેતું ભાન.
લાડુ મળેતો ઘણુંરે સારૂ, તૃપ્ત થાય આ કાળજું મારૂં.

---

(ગિતિ.)

સુત્રધાર—જંગલી માણુસ તુંતો, ભૂતના સરખો દીસેછે ભારી;
લાડુ લાડુ કરતો, ઘડી ટકે નહી જીભ આ તારી.

---

(ત્રીતાલી.)

વિદુષક—જંગલીકે બંગલી હું કહાવું, લાડુ સાડાસાત ઉડાવું.
ત્રણ ગગાની ગોળી બનાવું, પછી મિશ્ર કરીને હું ખાવું.
મિત્ર મારા મને જો એ મળશે, બંદા તારા કામમાં ભળશે.
ગાટે કેવો વિચાર છે તારો, ખાલી વખત જાએછે મારો.

---

સુત્રધાર—જરૂર વિદુષક જમજે, કાલે તુંને મલશે સીધું સારૂ;
અતિ હર્ષને પ્રેમે, ચતુર કામ બજાવજે તારૂં.

(પડદો પડ્યો)

---

સર્વપાત્રો—ભાવે ભજીએ રાધા કૃષ્ણ તુને (૨)
સુંદીર નયને નીરખી તમને, પામીએ આનંદ
કાપો દુઃખ...આપો સુખ...હે પ્રભુ અમને. ભાવે૦

મોર મુગટ પીતાંબર છાજે, સુંદીર છબી આજ
આવ્યા દાસ... તમપાસ...કરો સહાય હમને. બાપે૦
મહેર કરો મહારાજા હમપર, સ્તુતી કરીએ દાસ.
દુખહાર......ભવપાર......ઉતારો હમને બાપે૦
ગુણ આપના ગાવા કેરી, ખંત ધરીએ મંન
કરો સહાય...હે મહારાય...હમે નમીએ તુને. બાપે૦

---

( પડદો. )

નારદરૂષિ હાથમાં વિણાયંત્ર લઇ ગાતા ગાતા આવી નીચે પ્રમાણે ગાયન ગાયછે.

( પીલુ. )

નારદ—બ્રહ્મા સુત હું નારદ કહાવું, જ્યાં હોય સંપ ત્યાં કુસંપ કરાવું.
સામા સામી બન્ને જણાને, લડાવીને ખુશી હું તો થાઊં. બ્રહ્મા.
અહો આ વન અતિશય સુંદર, તપ કરવાને હું ત્યાં જાઊં. બ્રહ્મા.
પછી તપ કરવા ત્યાં જઇશું, લાવ થોડું એક ભજન ગાઊં. બ્રહ્મા.

---

( પદ )

મન ભજી લે ભજી લે સીતારામ,
સીતારામ ભજ સીતારામ. મન.
કોઇ ભજે બ્રહ્મા, કોઇ ભજે વિષ્ણુ,
કોઇ અંબીકા કોઇ શંકર નામ મન.
રામનું નામ ભજેથી સઘળાં,
પાપ નિવારણ મુક્તિનું ધામ. મન.

ચાલ તપ કરવાને હું જાઊં,
બેસીને ભજશું સીતા રામ. મન.

---

ઇંદ્ર—અહો આજે આ મારૂં આસન અકસ્માત કેમ ડોલવા લાગ્યુ છે. મને નક્કિ થાયછે કે કોઇ મારૂં રાજ્ય લેવા માટે તપ કરતો હશે માટે હવે શો ઉપાય થાય; જેથી તે પ્રાણી તપથી વિમુક્ત થાય. ઠીક—મારા મિત્ર કામદેવને બોલાવી રંભા સહિત તે પ્રાણીનું તપ ભંગ કરવા મોકલું.

ઇંદ્ર—પ્રતિહાર...કામદેવને બોલાવ.

પ્રતિહાર—મહારાજા કાંમદેવ પધારે છે.

ઇંદ્ર—આઇએ મીત્ર કામદેવ.

(ગયો ક્યાં તજી મને દીલજાન.)

ઇંદ્ર—આવોરે મીત્ર કામદેવ જાન (૨)
આવ આવને મારા પ્રાણ. આવો.
અતિ દુઃખમાં છું અત્યારે, સુણને કહું હું વાત;
ઇંદ્રાસન મારૂં તપે કરીને, ડોલે છે ખરેખાત. આવો.
રંભાને લઇને વેગે જાઓ, ઉતારવા અભિમાન;
વાર કરો નહીં આસન મારૂં જાશે નક્કી તું જાણ. આવો.
કામ મારૂં કરી આવો મીત્ર, કહું સાચી વાણ;
હાવ ભાવ કરીને તમે, મુકાવો પ્રાણીનું ધ્યાન. આવો.

( થયા છોરે પતી તેજ પ્યારી. )

કામદેવ—રજા દયોરે પ્યારા, ઇંદ્ર હમને..........

ઇંદ્ર—..................સત્વર જાઓ આજે
મીત્ર રસીલા જાઓ છબીલા, પ્યારા મારા આજ.
કામદેવ—મન મારૂં...ખુશ સારૂં...થયું પ્યારૂં...
ઇંદ્ર—..............................જાઓ વારૂં.
ઇંદ્ર—ખુસીથી જાઓ આનંદે આવો.........
કામદેવ.........................હરખે મન મારૂં. જા.

( કસુંબી રંગ હો ગયે )

રંભા—મુનિ તપ ભંગ કરદિયે ( ૨ )
હું આવી ( ૩ ) આપકે ખાતર આવી હું ( ૨ ) મુનિ
આવી આપને કાજ હું, નેન ઉઘાડો મુન્ય;
અબળા આપને અભિનવે, શું બેઠા થઇ સુન્ય.
ઝણુકારે ( ૩ ) નેત્ર ખુલ્લ દીયે ( ૨ )
મુનિ તપ ભંગ કરદિયે.

---

( ધનાશ્રી. )

રંભા.—જાગોને મુનિરાય, રંભા લાગે તમારે પાય;
લાગે તમારે પાય, રંભા લાગે તમારે પાય;
આપની આગળ નૃત્ય કરૂંહું, દયા લાવો મહારાય. રંભા.
તપમાંથી આપ નેત્ર ઉઘાડો, કરો હમને સહાય. રંભા.

---

( મીયાં સાહેબ મજુરી. )

કામદેવ.—ૠષી મુજ વિનતિ સ્વીકારો. ( ૨ )

સ્વીકારો દીલ વિચારો. ૠષિ.
આપ ઉઘાડી નેત્રથી પેખો,
**નારદ.**—કોણ છે બસ કામદેવ;
**કામદેવ.**—ૠષિ મુજ વિનતિ સ્વિકારો. ૠષિ.

---

## ( ન થાઓ સતી નીરાશરે. )

**બ્રહ્મા.**—અહો નારદ ખુસી છો આજરે. ( ૨ )
આનંદીત મન આજ દીસે છે;
શું કર્યું છે કાજરે ( તમે ) શું. અહો.
**નારદ.**—કામદેવ મમ આગળ આવી,
પામી ગયો મન લાજરે ( તે ) પામી. અહો.
રતિપતિને આજ્ઞા આપી,
ભય પામી શત્રુ રાજરે ( મન ) ભય. અહો.
નૃત્ય કર્યું તે નકામું ગયું,
કેવું કીધું મેં કાજરે ( પીતા ) કેવું. અહો.
વખ્ત થયો છે જાઉં પીતા શ્રી,
**બ્રહ્મા.**—ખુસીમાં જાઓ આજરે ( તમે ) અહો.

---

## ( કલ્યાણ. )

**શીવ.**—અહો નારદ મહારાજ નમન કરૂં હું આજ,
મારા ઊપર કૃપાકરી હે મારા શીરતાજ;

આપ પધારી અત્રે ઘણું સારૂં કીધું કામ,
હર્ષી તમારૂં મન થયું છે, પાવન કરીયો ઠામ. અહો.
આપનું દીલપણુ હર્ષિત દીસે, તે કહો મુજને વાત;
પધારવાનું કારણુ શું છે તે કહોને સાક્ષાત.

---

( સદર. )

નારદ—સુણુ રે રીત તું જે સત્ય હું કહું.
પૂછયો પ્રશ્ન તેનો આજે ઉત્તર લહું;
મારા સરખો આ દુનિયામાં કોણુ દીસે બળવાન,
કામદેવ સરખાનું મેં તો, હરી લીધું માન. સુણુ.
મમ જેવો શ્રષ્ટીમાં કોઇ, બળીયો નવ કહેવાય;
તમારાથી કામદેવતો શીરીતે જીતાય. સુણુ.

---

( ઇંદ્ર રાભાની ગજલ. )

વિષ્ણું.—અહો મીત્ર માહરા, તમે સુણોને વાત;
હર્ષીત મન તમારૂં તે કહો સાક્ષાત. તે કહો.
આજે અહિ આવવાનું, શું પડયું છે કામ;
પધારીને અત્રે મારો પાવન કરીઓ ઠામ. પાવન.
સત્ય વાત કહો મુને, ખુશી છો આપ કેમ;
તાપ આપનો સમાવીં દ્રષ્ટી રાખો રહેમ. દ્રષ્ટી રાખો.

---

( તું આ શું બોલે પ્યારી. )

નારદ.—મેં કામ કર્યું છે ભારી........
વિષ્ણુ.........શું કહોને.
નારદ.—થયો આનંદિત આ વારી......
વિષ્ણુ.........કહી દયોને.
નારદ.—કામદેવને વશ કર્યો છે ખુશી થાઊં હું ભારી,
વિષ્ણુ.—વાહ ( ૪ ) કામવશ કદી તમે થાશો માં;
નહિ મીત્ર પડશો મોહના પાશોમાં.

---

( પડદો. )

( કેરબો. )

શિલનિધી—ભલે પધાર્યા મહારાજ, હવે સરશે મારૂં કાજ;
હવે સરશે મારૂં કાજ ( ૨ ) ભલે.
મમ પુત્રીનો કર જુઓને કેવી રેખા છાજે,
કૃપા કરી મુજને સંભળાવી, આનંદ થાયે આજે. ભલે.
કેવો સ્વામી મળશે તેને, કહો તમે મહારાય;
તે સાંભળી મારા મનમાં આનંદ ઘણો થાય. ભલે.

---

( લાવણી. )

નારદ.—સુણ રાજા તુને કહું ખરેખરી વાત,
તારી પુત્રીનો કર જોઇ કહું સાક્ષાત;
બહુ રેખાઓ બળવાન સ્વયંવર કરને.

મારો બોલ ખરો માની તું શ્રવણે ધરને,
આ પુત્રી પરણશે સૌમાં થસે શિરતાજ;
શિલનીધી.—આપ આગ્ના જે કહો કરૂં હું તો મહારાજ.

---

( પડદો. )

( જીસ્કા જાની જુદા હોજાવે. )

નારદ.—મને ચટક ( ૨ ) લગાડી રસીલી,
ફરી બે ભાન ગઇ એ છબીલી—હાય. ફરી.
રેખાઓ સારી પ્રાણ પ્રીયા મારી,
થાશે ક્યારે એ રંગીલી. ફરી.
નારીના સુખનું દેખ્યું નહિ સુખ,
કયારે મળે એ હઠીલી. ફરી.

---

( અંતરમાં એ વશી. )

મનમાંહે એ વશી, મળશે કાં એ શશી,
વૃદ્ધાવસ્થા થઇ છે મારી, તોએ દેખી નહિ સ્વપ્નેનારી;
કન્યા મનમાં હસી. મળશે.
તાળવાદ્ય સુજને નહીં, ગમે ઇશનું ધ્યાન,
ઓવાણુ જીવવું વ્યર્થ છે, હર્યું માહરૂં ભાન;
કાં જાય છે નાસી. મળશે.
વિષ્ણું મીત્ર માહરો, જઇને કહું હું વાત,
રૂપ આપશે તે લઈ, કન્યા લઊં સાક્ષાત;
ક્યારે બેઠું ધસી. મળશે.

---

( મુજ જીવ અતિશે અકળાયે. )

નારદ—દીલ બહુ દુખાય, જતાં વિષ્ણુને ત્યાંય
કેમ કરૂં હું હાય......જાશે નારી;
જતાં કંપેકાય મુજ ઠરરરરર. દીલ૦
ગમ જન્મારો જાય, નારી વિનાનો હાય;
હવે ગતિશી થાય......દુખછે ભારી;
થશે વિયોગ કે શું ? અરરરરર. દીલ૦

વિષ્ણુ—આજે કેમ ઉદાસ દીસો મીત્ર;
મુખ લાગેછે ઘણું વીચીત્ર. આજે૦
કહો વાતરે...............
નારદ—..............ખરે ખાતરે
વિષ્ણુ—આવ્યા કેમ અહીં આજ............
નારદ—...............પ્યારા પડયું છે તમ કાજ.
વિષ્ણુ—ખુસીથી કહો રૂષીરાજ..............
નારદ—...............કહેતામાં આવેછે લાજ.
યોવન અવસ્થા તો સહી, આપો વૃદ્ધાવસ્થા લઈ,
વિષ્ણુ—આજે કેમ ઉદાસ દીસો મીત્ર.

---

( ગીતી )

વિષ્ણુ—જાઓ નિશ્ચે ગલશે, યોવન અવસ્થા તમને આજ
તેથી કરી તમારૂં, પરીપૂર્ણ કરો મન કાજ.

**નારદ**—મનુ રાજાના સ્વયંવર મહી વિષ્ણુએ આપેલું વાંદર મુખ વાળા થઇ આવ્યા વિશ્વ મોહીની વિષ્ણુ પરમાત્તાને વરમાલા આરોપી.

---

## ( ક્ષત્રી કલંક. )

**નારદ**—સુણો વિષ્ણુ કહું હું આજ, તમોને હુંતો શ્રાપ દઊંરે.

તમે બગાડયું મારૂં કાજ. તમોને.
મારે વરવી હતી જે કન્યા, તમોને.
તેને લઇ કીધો અતિ અન્યાય. તમોને.
તમારે સ્રીઓ ઘણી મતિ મંદ, તમોને.
કેમ થયા તમે મદમાં અંધ. તમોને.
જાઓ મૃત્યુ લોકની માંહ્ય, તમોને.
જઇ સુખ ભોગવજો ત્યાંય. તમોને.
મારે વિયોગી થઇ આ નાર તમોનો.
તેમ થાશે તમારે નીરધાર તમોને.
મને કપી મુખ આપ્યું હાય, તમોને.
જાઓ કપી કરશે તમ સહાય. તમોને.

---

## ( ગીતી. )

**નારદ**—પ્રભુ આપને આજે, શ્રાપ દીધો મેં અતિશે દુખકારી.
ક્ષમા માગુછું હું તો, અવટીત કર્મ કર્યું મેંતો ભારી.

---

વિષ્ણુ—चलंत्ति तारा पचलंति मेरू
चलंत्ति मेरु रवि चंद्र मंडलम्
कदापिकाले पृथ्वि चलंत्ति
सत्पुरुष वाक्यो न चलंत्ति धर्मः ॥

તો હે મુનીરાજ આપ વિપ્રનું જે વાક્ય તે આ શાસ્ત્રાધારે કદાપિ મિથ્થા થાય નહિ અને આ વાત મને સમતિ છે એટલે તમે તમારા મનમાંથી શોક મુક્ત કરો.

( જળ ભરવા હું ગઈતીરે )

મનુ—અફસોસ છે આજેરે, પુત્ર વિના પ્યારી,
તેથી જાઊં અરણ્યમાંરે, સમરવા ત્રિપુરારી. અફ૦
પુત્ર વિના રહેવું ઘટે, સુનું સંસાર માંય,
મોક્ષપદ પણ પુત્રછે ધર્મ નિતિનો ન્યાય.
સતરૂપા—સાથે આવું હે પ્યારારે, બન્ને જઈએ વનમાંહી
બન્ને સાથે રહીનેરે, તપ કરશું ત્યાંહી. અફ૦
પતિ પામશું પુત્રતો, આવશું નગ્ર મોઝાર,
નહિતર પાપી દેહને, ગાળીશું નીરાધાર.
મનુ—સાથે ચાલો હે પ્યારીરે, હરી સ્મરણ કરવા.
સતરૂપા—પુત્ર મળવા પ્યારારે, ચાલો ધ્યાનજ ધરવા. અફ૦

---

( ગજલ. )

વિષ્ણુ—પ્રસન્ન પ્રસન્ન પ્રસન્ન પ્રસન્ન હું થયો રાજન,

માગ માગ વર એઇ રાજી થઇને મન.
તારૂં તપ જોઇને પ્રસન્ન થયો હે રાય,
હર્ષ મુને તપ જોઇ, ઊરે નવ માય.
મનુ—મહારાજ મુને વચન આપ આપશોજ આજ,
આપ સરખો પુત્ર મારે જોઇએ મહારાજ.
વિષ્ણુ—અસ્તુ અસ્તુ અસ્તુ રાજા જાને તુંતો ઘેર,
નાના વિષનાં સુખ ભોગવ કરને લીલા લહેર.

---

## સ્થળ લંકા નગર.

### ( છાનીરે રસીલી છબીલી. )

રાવણ—અરે બંધુ મારા સુણો તમે આજ,
દેવ વશ કરી, સ્ટ્રી સુખહરી, વરમાગી કરી,
બળીષ્ઠ થાઓ આજ, અરે.
વિભિષણ વિષ્ણું ઊપર કર તપ
કુંભકર્ણ બ્રહ્મા કેરા જાપ જપ;
શીવ પાસે જાઊં વર પામી આવું,
ખુશી પછી થાતું કરી એરે કાજ. . અરે.

---

## સ્થળ અરણ્ય.

### (લાવણી.)

શીવ—હું હનુમાન છું માગ માગ વર મુખથી,

કેમ કૃશ કરી છે કાય તપના દુખથી;
ધન ધામ ગ્રામ સુખ સંપત સર્વે વિલાસા,
ઉચરને તું ઉરમાં હોય ઇષ્ટ અભિલાષા;
તું જ તપે બંધાયો ભાવટ ભાગુ પ્રીતે,
નવ ફીકર કર મન માંહી માગ ખચીતે.

---

## ( ગજલ. )

બ્રહ્મા—કુંભકર્ણ તારૂં તપ જોઈ પ્રસન્ન આજ;
માગ માગ વર શ્રેષ્ટ સરશે તારૂં કાજ. કુંભ.
પ્રસન્ન હું જોઇને તપ તારી ઊપરે;
માટે આપું માગ મુને વર આખરે.

---

## ( કેરબો. )

વિષ્ણુ—માગ માગને આ વાર, વર શ્રેષ્ઠ માગરે,
વર શ્રેષ્ઠ માગરે, ( ૨ ) માગ.
સેવક તારૂં તપ જોઇને, ઘણો થયો પ્રસન્ન;
માટે વર શ્રેષ્ઠ માગને, રાજી થઇને મન માગ.
વિભિષણ—આપો આપો મહારાજ, મુને વચન આપોરે;
વચન આપોરે મુને, ( ૨ ) માગ.
મારે આપની હરનીશ, કરવી તો વળી સેવ;
માટે ભક્તિ આપો આપની, સર્વે દેવના દેવ. આપો.

વિષ્ણુ—અસ્તુ અસ્તુ અસ્તુ સેવક, બિભિષણ જા ઘેર;
જઈને સુખ ભોગવ તું તો, કરને લીલા લહેર; આપો.

## રાવણની કચેરી.

( ક્ષત્રી કલંક. )

રાવણ— તું સાંભળ મારા તંન, દેવ સકળને તેડી લાવોરે.
મને રહે નહિ ધીરજ મન, દેવ, ,,
સર્વ દેવોને કરીએ દાશ, દેવ, ,,
માને નહિતો આપજે ત્રાસ, દેવ, ,,
આખી પૃથ્વીના રાજંન, દેવ, ,,
તેતો પડયા છે આપણે ભોવંન, દેવ, ,,
જા જા પુત્ર તું જલ્દી આજ, દેવ, ,,
ઝટ કર કહું છું તું કાજ, દેવ, ,,

( ગીતી )

પૃથ્વી—દેવ સકળ તમે સુણો, પૃથ્વી હું તો આવી તમ શરણે;
રસાતાળ હું જાઉં ભાર અતિશય થયો સુણો અરજે;
દેવ—આશ્રમ જાઓ તમે, ઉપાય તેનો કરીએ છે આજે;
જો ફળીભૂત થાય તો, સુધરશે સઘળાનું કાજે,

( દીંડી. )

બ્રહ્માદિદેવો—શંખ ચક્ર ધારી, આશરો તમારો;
દુખી સર્વ દેવને, આપ ઉગારો,
બીક પડી છે તમો દુઃખોને સંહારો; શંખ.
સહાય કરોને દેવેશ આજે આપ,
મેહેર કરીને કાપોને આ સંતાપ;
શોક સાગરમાં બુડતાં ઉગારો, શંખ.
રાવણ રાક્ષસો દે છે ઘણુંરે દુઃખ;
માટે મેહેર કરીને આપો હમને સુખ,
સર્વ દેવની વિનંતિ ઉરધારો. શંખ.

---

( નિર્બળ શત્રુ સબળ રાજ પર. )

આકાશવાણી—સુણો દેવો તમે નિશ્ચે જાઓ, ખુશી થઇ પોતાને ધામ;
અવતરવાનો પૃથ્વીપર છું, પછીથી કરશું એ કામ.
અવધપુરમાં દશરથ ઘેર પ્રગટ હું થઇ,
સુદર્શન, શંખ, શેષ સાથે હું તો લઇ,
લક્ષ્મીજી પ્રગટે જનકની પુત્રી થઇ. સુણો,
પુર્વે આપ્યું વરદાંન માન્ય કરવું મારે તેહ,
વાનર, રીંછ વગેરે ધારણ કરો દેહ,
લક્ષ્મીનો અવતાર થાશે જનક રાજા જેહ. સુણો,

---

# સ્થળ દશરથ કચેરી.

અહો હે પ્રધાનજી મને આજે મૃગયાની ઇચ્છા થઇ છે જેથી
હું મૃગયા માટે વનમાં જાઉંછું.

## અરણ્ય.

( ગજલ. )

દશરથ—ઘણો અભીત હું થયો નીશાતો પડી ગઇ,
નિશાતો પડી ગઇ હાય રાત પડી ગઇ, ઘણો.
અઘોર વનમાં આવીઓ મને સુઝે નહીં કાંઇ,
હવે હું તો શું કરૂં બેસું વૃક્ષ નીચે જઇ; ઘણો.
આ આશ્રમ છે ઉદક તણો માટે બેસું અહીં;
કો પક્ષી આવે અહીં જળ પીવાને તો સહી. ઘણો.

---

( બનજારો. )

વૃધ્ધ—તૃષા લાગી મને અતિ ભારી, પુત્ર લાવ તું જઇને વારી;
જળવીણ વ્યાકુળ જીવ થાયે, મન અતિશે મુઝાયરે;
જળપાઇ કરો સુખકારી. પુત્ર.
જાતું જલદી હે મમ બાળ, જળની ફરી તું ભાળરે;
લાવ પાણી તું આ વારી. પુત્ર

---

( ગીતી. )

શ્રવણ—પીતાશ્રી હું જાણુંછું, અત્રે બેસો તમે ધીરજ ધારી;
પાણી હું તો લાવું, સહાય કરશે આપણી ગીરધારી.
દશરથ—મૃગ આ કોઇ આવ્યો, પાણી સારૂ આશ્રમપર આજે;
શબ્દવેધી બાણે, મારૂં જેથી સરે મમ કાજે.

---

( શ્રવણને માર્યો. )

( અભાગી હું છું રાજવંશી ખરો )

દશરથ—અભાગી કેવું કૃત્ય મેં આ કર્યું,
એક ઘાતથી સુખ બેનું હર્યું. અભાગી.
મૃગ આશાએ જાનથી, માર્યો બ્રહ્મકુમાર,
બ્રહ્મહત્યા લાગી મને શું થયું કીરતાર. અભાગી.
શા મોઢે જાવું અરે અંધજનોની પાસ,
મરણ સાંભળી પુત્રનું અતિ થશે મન ત્રાસ. અભાગી.
જાવું પાસ હું તેમની, કહીને નમ્ર વચંન;
શોક સમાવું તેમનો, નહિં તો પાડશે તંન. અભાગી.

---

શ્રવણ—હે રાજેંદ્ર આ વખતે મારો અંતકાળ આવી રહ્યોછે આ કમંડલુંમાં જળ છે તે પેલા ઝાડ તળે મારાં આંધળાં માબાપ બેઠાં છે તેમને જઇને પાશો હવે મારો પ્રાણ જાય છે એ એ............................

---

( ભરથરી. )

વૃધ્ધ.—પુત્ર મારાતેં આશું કર્યું કર્યો સ્વર્ગે વાસજી,
રાજાએ જાણ્યા વિના તારો કર્યો સાહસ નાશજી,
મુકી ગયો ક્યાં તું પુત્રરે.
ઘણા દીવસ સેવા કરી, જાણી હમને અપંગજી;
હમને મુકીને તું ક્યાં ગયો, આશા થઇ હમ ભંગજી. મુકી.
સેવા હમારી કોણ કરે, તુજવીના હે બાળજી;
તારા વિયોગે કરી થશે, નિશ્ચે હમારો કાળજી. મુકી.

દશરથ.—શોક તજો તમે માતજી, લઇ જાવું ગમ ઘેરજી;
દયા કરો તમે મુજપરે, સેવા કરૂં શુભ પેરજી. શોક.

વૃધ્ધ.—શ્રાપ આપું તુને આજ હું, સાંભળને તું કરણજી;
પુત્રના વિયોગે કરી, થાશે તાહરૂં મરણજી. મુકી

( પડદો. )

---

## દશરથની કચેરી.

( ગીતી. )

દશરથ.—ત્પીઇ ગુરૂ મારા શ્રાપ થયોછે વિપ્રનોરે આજે;
પુત્રં વિયોગે મૃત્યુ, થાશે, એવું કહ્યું છે મહારાજે;
પણ હું આનંદ પામ્યો, નક્કી મારે પુત્રતો થાશે;
સંસારી સુખ પામું, નક્કી મારાં દુઃખ દૂર જાશે.

# વૃષપરવાની કચેરી.

( ક્ષત્રી કલંક. )

વૃષપરવા—સાંભળોને ગુરૂ મહારાજ, ઇંદ્રાસન મારે તો લેવું રે.
કૃપા કરી કરો મમકાજ, ,,
શુક્રાચાર્ય—વૃષ્ટી બંધનો કરો પ્રયોગ, ,,
ખરેખર આવ્યો આ જોગ, ,,
દુઃખ પામશે સર્વે દેવ, ,,
યજ્ઞ કરો તમે તતખેવ, ,,

---

( ત્રીતાળ. )

ઇંદ્ર.—કેમ કરવું હવે ગુરૂ મારે............
બ્રહસ્પતિ—..........શી અડચણ પડી છે તારે,
ઇંદ્ર.—વૃષ્ટી બંધ કોણે આ કરી, સર્વે દુનિયાં દુખે ભરી;
કૃપા કરી કહો મહારાજ..........
બ્રહસ્પતિ.—.........વૃષપરવાએ કીધું છે કાજ,
યુદ્ધ કર તું તેહની સાથે............
ઇંદ્ર.—.........ધરૂં આપ વચન મમ માથે.

---

( ક્ષત્રીકલંક. )

ઇંદ્ર.—આવ દુરાચારી આવાર દુષ્ટ પાપી તેં આ શું કીધુંરે

તુને મારૂં હવે નીરધાર; ,,
મમ સ્થાન લેવા કીધી આશ ,,
ક્ષણમાં કરૂં હું તારો નાશ, ,,
દુનિયા પામે ઘણો ત્રાસ; ,,
ઘણા જનોનો થાએ નાસ. ,,

( ગીતી. )

ઈંદ્ર.—ગુરૂ મારે શું કરવું, વૃષપરવા જીતાયો નહીં હાય;
બ્રહસ્પતિ.—અવધપૂરમાં જા તું, દશરથ રાજાની માગ સાહ્ય.
જો એ અત્રે આવે વૃષપરવા, તુજથી તો જીતાશે;
સંકટ સરવે જઇને, સુખ સર્વને પછી ઘણું થાશે.

---

## અવધપુર.

( ધનાશ્રી. )

ઈંદ્ર.—વિનતિ ધરજ્યો ધ્યાન ગયજી વિનતિ,
વૃષપરવાએ જુલમ કીધો ઉતારવો અભિમાન. રાયજી.
વૃષ્ટી બંધ કરી છે તેણે થાય પ્રજા હેરાન, રાયજી.
મારી સંગે આપ પધારી વચન ધરશો કાન. રાયજી.
મમ ગુરૂએ અત્રે મોકલીઓ છો અતિશે બળવાન. રાયજી.

---

( ગજલ. )

દશરથ.—રજા દીયો પ્રીતે પ્યારી તો યુદ્ધ જઈ કરૂં,
શત્રુને સંહારી સઘ કીર્તિને વરૂં. રજા.

ઇંદ્રરાજા સાથે જાવા રજા દયો આ વાર,
અમુલ્ય વખત જાયછે યુદ્ધ કર્યાનો ઠાર. રજા.
દીપાવું માત, તાત, જાત, કુળ મારૂં,
અમર નામ આજ મૃત્યુ લોકમાં કરૂં. રજા.
ક્ષત્રી બચ્ચો હું ખરો એ દુષ્ટને દસું.
ત્યારબાદ અજોડક અન્નપાનું જમું, રજા.

---

## ( લલીત. )

**કૈકેય**—અરર નાથરે, આમ ન કરો, વચન બાણુથી પ્રાણુ ન હરો.
તમ વિના પ્રભુ, શું કરૂં રહી, તજી જાવું તમે, ના વદો અહીં.
ધીરજ ના દીયો નારી જાતને, સહચરી થવા દયો રજા મને.

---

## ( કનરો. )

**દશરથ.**—આમ વદવું નહિં યોગ હે પ્યારી,
સંગે આવવા શું હિંમત ધારી;
નથી રણમાં કાંઇ રમવાની રમતો,
નથી રહેવું બેસી મહેલની માંહી. આમ.
પડશે ઝડપ લઇ માથાં ભૂમીપર,
લોહીની નદીઓ વહેશે ત્યાં નારી. આમ.
માટે રહો અહીં ધીરજ ધારી,
વિચાર એવો કરો નહિ પ્યારી. આમ.

---

( દક્ષણી લાવણી )

**કૈકૈય.**—સ્વામીનાથરે આ શું કહો આપરે,

અરર હાય ......લાગે લાય......કંપેકાય......

મન મુઝાય......ઊપન્યો પરીતાપરે. સ્વામી.

મુકી મુજને, આ શું વદો આપરે;

સુણી વચંન......કંપે તન......વિકલ મંન......

પડશે તંન......કિયા જનમનાં પાપરે. સ્વામી.

---

( ક્ષત્રી કલંક )

**દશરથ.**—ઉભો રહે અસ્યા દુષ્ટ ચોર, તારૂં તો હવે આવી બન્યું રે.

હવે ઉતારૂં તારો તોર. „

આણી સ્ત્રીને દે છે દુખ. „

અહીંથી આઘું લે તારૂં મુખ. „

**વૃષપરવા.**—બસ બસ ઝાઝું નહી બોલ, આવી જા મારી સામો તું તો રે.

તારો ઉતારૂં આજે તોલ. „

પતરાજી કરે તું મમસાથ. „

હવે આવ્યો તું મારે હાથ. „

---

( ડરમાં તું દીલ સાથ. )

**દશરથ.**—થયો પ્રસન્ન આવાર વનિતા. ( ૨ )

શાબાશ તુજને નાર. વનિતા.

તુજ પરાક્રમ જોઇને હું તો, પ્રસન્ન છું વર માગને તું તો.

ધન્ય ધન્ય આવી સલુણી નારી, જીતાડયો મુજને તેં સુણુ પ્યારી.
આપું વર તુજને નીરધાર. વનિતા.
કૈકૈય.—પ્રસન્ન થયાછો સ્વામીજી મારા, વચન બન્ને માગે છે આ દારા;
તેનું પડશે મારે કામ જ્યારે, માગી લઇશ પ્યારાપિયુ ત્યારે;
દશરથ.—સુખે માગજે હૈયાહાર. વનિતા.

---

## ઇંદ્ર સભા.

( ત્રીતાળી. )

ઇંદ્ર.—સુણો દશરથ મમ વચંન, તમારે કેટલા છે તંન.
કહો મુને તમે તો કથી................
દશરથ—...........બાઇ સંતાન મારે નથી.
બ્રહસ્પત્તિ—ચીંતા કરશો નહીં ગુણુવાન, અવતરશે તમ ઘેર ભગવાન.
પુત્રેષ્ટી યજ્ઞ કરવા કાજે, શ્રંગીને મોકલાવીશ આજે.

---

## અંક બીજો.

( ગીતી. )

ઇંદ્ર—શ્રંગીરૂષી તેડોને રંભા, સત્વર અવધમાં જાજે;
મુકી અવધપુર શ્રંગી, પછી સત્વર પલાયન થાજે.
સુત્રધાર.—જય લક્ષ્મી સ્યામરે. (૨)
કર જોડી વંદુરે. જય.
ગહન ગતિ શી છે પ્રભુ તારી, દીસે અલૌકીક ભારીરે. (૨)

એવા પ્રભુને નમું છું.
ઉમો આણે ઠામરે. જય.
સંગીતરામ ચરિત્ર લીલા કરૂં આણે ઠામરે. (૨)
નમીને દાસરે તુજને,
સહાય થાશો આ ધામરે. જય.

---

( ત્રીતાળી. )

સુત્રધાર—સુગ્ર લીલા આ સ્થળે રચી છે....................
વિદુષક.—....................આ શી ધાંધલ અત્રે મચી છે.
આતો ગામ ઉજડ કરી નાંખે બાકી કોઇને એ નવ રાખે;
બિહામણા સ્વરૂપે છે સહુ, નાસું ડર લાગે ગંન બહુ.

---

( ગીતી. )

સુત્રધાર.—હે અઘોરી તું ક્યાંથી, ભૂલો પડ્યો કે આવ્યો અહીં સ્યાથી
વિદુષક.—કહુંછું ભાઇ તુજને, આવડાં મનુષ્ય ભેગાં કર્યાં સ્યાથી
મેંતો જાણ્યું નહી, જગતાના મિશાનપટી હશે.
પણ આતો ઉલટું છે....................................
સુત્રધાર.—..........................શાન્ત થાને સૌ સારૂં થશે.

---

( ત્રીતાળી. )

સુત્રધાર.—ભાઇ બોલ વચન નહિં તું પાજી આતો સુગ્ર સભા બિરાજી.
અવધવાસી રામચંદ્રરાય, તેહની લીલા આ સ્થળે થાય;
તેમાં કામ હતું ભાઇ તારૂં, હવે કાર્ય પુરૂં થશે મારૂં.

( ગીતી. )

વિદુષક.—ભાઇ કહી શું મારૂં, રાઇ ચડાવી રાઇતું કરવું છે;
નાના તે નહિ બનશે, મીષ્ટાન વડે આ ઉદર ભરવું છે;
સુત્રધાર.—મીષ્ટાનનું સીધું હું આપીશ તુજને જે જોઇએ માગી.
વિદુષક.—હાશ હવે થયો તૃપ્ત, આધી વ્યાધી ભૂખ બધી ભાગી.

---

વિદુષક.—મને લાડવા બહુ ગમે છે. ( ૨ )
મને લાડવા કેરૂં મન છે, ચીકટું થએલું મારૂં તંન છે;
વાહવા લાડવા-કેવા લાડવા--ખુબ તાડવા;
ઠેઠ પહોંચાડવા, તેતો એક એક અંદર સમેછે. મને.
લોટ ઘઉંનો બીજે લઈ નાં ખીનો તાજું,
ગોળથી દાઝું....તેમાં સાકરને ખાંડ ભળે છે. મને.

---

( પડદો. )

## દશરથની કચેરી.

( ગજલ. )

દશરથ.—અફસોસ છે આજે ઘણી મુજ સંતતિ નથી,
સંતતિ નથી મુજ ( ૨ ) અફસોસ.
કરવું મારે શું હવે, કાંઇ સુઝતું નથી;
ઘણો દુઃખી આઉછું, મુજ શી થશે ગતિ. અફસોસ.
આ ગાદીએ બેસું નહિ, ગમ શી થઇ કૃતિ;
નિશ્ચે પુછું ગુરૂજીને કરગરી અતિ. અફસોસ.

પુત્રેષ્ટી યજ્ઞથી અગ્નિ નારાયણ પ્રસન્ન થઇ વર આપે છે ને તેથી ત્રણે રાણીઓને ચાર પુત્ર ઉત્પન્ન થાય છે.

**દાસી.**—લાવી લાવી લાવીરે, મહારાજ વધાઇ હું લાવી;
આપ ગૃહે પુત્રો ઉત્પન્ન થયા, તેથી દોડી આવીરે. મહારાજ.
મુખ કાન્તીનો શું દરસાવું કામદેવ જાએ લજાઇરે. મહારાજ.

**દશરથ.**—હે ગુરૂ મહારાજ આ ચારે પુત્રોનાં નામ પાડશો.

**વશિષ્ટ**—रमणात् रामसंजातो, भरणात् भरतस्तथा;
शत्रुघ्नं शत्रुहंतारं, लक्ष्मणं लक्षणान्वितं ॥ १ ॥

---

( પંજાબી ઠેકો. )

**દશરથ.**—ગુરૂજી મને હર્ષ અતિ થયો આજરે,
પુત્રો મારા ચારેરે, પાંચમો બ્રહ્મ કુમારરે;
અભ્યાસ કરાવો પ્રીતે, વિદ્યા આપી ખચિત્તે.

**વશિષ્ટ**—ઘણું સારૂં રાજા પુર્ણ કરૂં તારૂં કાજરે.

**દશરથ.**—ગુરૂજી મને હર્ષ અતિ થયો આજરે.

**પ્રતિહાર.**—મહારાજા વિશ્વામિત્ર રૂષી પધારે છે.

**દશરથ.**—ધન્ય ભાગ્ય ગણું મારૂં હું આજે,
રૂષી પધાર્યા થયું શુભ કાજે;
કામે આવ્યો છું રાજંન, ધન્ય ગણું મારો દંન;
યજ્ઞ રક્ષાએ તુજતંન, આપ આવારે.
બાળક કુમારે ન આપું અસારે,
શું નિષ્ફળ થશે મમ કાજે. ધન્ય.

---

## ત્રીતાલી.

દશરથ—મુનિવર આવાંરે વચંન, બોલી માગો છો મારાતંન.
હજુરામ છે બાલેરેવેશ, છુટા મુકું નહિ લવ લેશ;
કાંતો આવું બાંધી હથિયાર, દુષ્ટનો કરૂં પલમાં સંહાર.
નહિંતો સૈન્ય મોકલું અપાર, રાક્ષસોને મારે ઘણો માર;
માગો બીજું વચન રૂષીરાય, જેથી દુઃખ સમુલાંરે જાય.

## ક્ષત્રીકલંક.

વિશ્વામીત્ર.—સુણ સુણ દશરથ રાજંન, અઘટીત આવું કેમ વદેરે,
સુર્ય કુળમાં થઇ ઉત્પન્ન; „
તુજ વંશમાં હરિશ્ચંદ્ર જેહ. „
રાજ્ય ગયું પણ ડગીયોન તેહ, „
તુંતો રામને જાણે છે બાળ; „
પણ કાળ તણો છે એ કાળ. „
માટે ચીંતા મુકીને તુંય, „
આપ રામ લક્ષ્મણ જાઉં હુંય; „
યજ્ઞ પુરો થએ પુત્રો અહિં. „
આવશે સોચ કરતું નહિં, „

## (ઢાકા અણઘટતું.)

વિશ્વામિત્ર.—રાજા અણઘટતું ( ૨ ) શીદ વેણ આચરે,
મારૂં કહ્યું બીલકુલ માન્ય નહિ કરે. રાજા.
સત્ય બોલીને રાજા ( ૨ ) અસત્ય પગલું ભરે,
મારૂં કહ્યું બીલકુલ માન્ય નહિ કરે. રાજા.

આપ વિચારી...પુત્રો આવારી, ( ૨ )
શીદ રાજ્યની તું ખરાબી કરે, ( મારૂં ) રાજા.
**દશરથ.**—શોકને સમાવો....શાંત રૂપી થાઓ,
**વિશ્વામીત્ર.**—આપ રામને રાજા (૨) કહું વેણુ આખરે. (મારૂં) રાજા.

**કેરબો.**

**વિશ્વામિત્ર.**—થઇને સતવાદી નરપાળ, આજે આવું વદે કેમ;
આજે આવું વદે કેમ. (૨) થઇને.
ઘડી પહેલાં જે કરી પ્રતિજ્ઞા, તે કેમ તોડે સદ્ય;
આજ સુધી તો રહ્યું કુળ તારૂં, સર્વે રીતે અવદ્ય. થઇને.
આવ્યો તેમ હું જઇશ પાછો, પણ તું ફરી વિચાર;
મિથ્યા પ્રતિજ્ઞા કરીને રેહેજે, સુખીયો જગ મોઝાર. થઇને.

———:o:———

શીર સંકટ ભારીરે. ( ૨ )
રામ લક્ષ્મણ બે બાળ, માગ્યા રૂષીવરે તતકાળ;
અરે જાણી હીંમત હારીરે. શીર.
રામ મારો બાળ છે રે, કેમ મોકલું આ વાર;
વેણુ રૂષીવર બોલીયા. શીર.
ક્રોધ કરી અપાર, માગ્યા મમ હૈયાના હાર;
આપતાં હું દુઃખાકારીરે. શીર.

**( બંધ કીલ્લો બાપુ છે શું કામ. )**

**રામ.**—થાઓ ઉદાસ પીતા શું આમ,
જાવું રૂષી સંગાથેરે. થાઓ.

ધનુષ્ય કરધરી કાપીને શત્રુ,
કાઢું રવિ કુળે નામ હાંરે પીતા ( ૨ ) જાણી થાઓ.
યજ્ઞ પુરો કરાવી રૂષીનો,
આજ્ઞા લઇ આવું હું ગામ પીતા (૨) જાણી. થાઓ.
ભાનું વંશી હું થઇ પીતાજી,
કાળું ન કરૂં કુળ નામ પીતા ( ૨ ) જાણી. થાઓ

વિશ્વામીત્ર—ગંગાની ઉત્પત્તિ કહી.

( કહુ઼ં કર્મતણી. )

રામચંદ્ર—તમે સુણો ( ૨ ) ને હે રૂષીરાયે;
ઝટ કીયે રસ્તે જવાયે.
કહો તેતો ( ૨ ) ઉભા આ ઠામ,
ઝટ કહાં આવશે ધામ.

વિશ્વામીત્ર—મોટા ( ૨ ) એ દીન બહુ થાશે,
નાનાએ ઝટ જવાશે.

રામચંદ્ર—ચાલોને ( ૨ ) હે રૂષીરાયે,

વિશ્વામીત્ર—તાડીકાનો ભય છે ત્યાંયે.

રામચંદ્ર—ડરશો નહી ( ૨ ) દુઃખ દે તમને,
મખ પાસે લઇ જાઓ હમને.

( નિર્બળ શત્રુ સબળ રાજપર )

તાડીકા—આજે ખુસી દીનછે મારે, લેર થઇ મુજ મનમાં;
સામા આવતા ત્રણુ જણાને દેખી ખુશી થાઉ તનમાં,
આવો ( ૩ ) જલ્દી મારા સામા તમે આજ

હર્ષનો દીવસ મારે કરૂં રૂડું કાજ
અત્રે આવ્યા શ્યાથી જાણો નહીં મમ રાજ. આજે.

( અરે શું માનવનો )

રામચંદ્ર—દુષ્ટ તું શું કરે અભિમાન ગર્વમાં ગળી ગઇરે
સુક તું સુમત કહું હું ગાન માહરૂં કહ્યું જરીરે
ગર્વમાં ગળી ગઇરે, માહરૂં કહ્યું જરીરે. દુષ્ટ.
વટેમાર્ગું જાતાં રસ્તે દુષ્ટે.........દમે
યજ્ઞ વિપ્રનો ભ્રષ્ટ કરવા તુને.........ગમે
પણ લઉં તારો હું જાન, માહરૂં કહ્યું જરીરે;
દુષ્ટ તું શું કરે અભિમાન, ગર્વમાં ગળી ગઇરે.
જગમાં જનમ તું લઇને પાપી કરમ કુડાં કરે
મનમાંહી મસ્ત થઇ ભમે મરણનો ભય તું નવ ધરે
પણ આજ તુને નહી જાવા દઉં જીવતી આકર થકી
સઉ બ્રાહ્મણોનું સાલ કાઢું, સત્વરે આ શર થકી. દુષ્ટ.

( આ તન મન ધન અરપણ. )

રામચંદ્ર—ચાલો ચાલો ગુરૂ કરી દુષ્ટની ઘાતડીરે,
વિશ્વામીત્ર—ખુસી ખુસી પ્રભુ થઇછે મારી છાતડીરે.
રામચંદ્ર—દુષ્ટની ઘાતડીરે,
વિશ્વામીત્ર—...........ખુશી. છે છાતડીરે. ચાલો.
હે પ્રભુ હું મનમાં ધારૂં, સફળ કાર્ય થશે હવે મારૂં,
ધન્ય ધન્ય છે ક્ષત્રી પુત્રની જાતડીરે. ચાલો.

સુબાહુ મારીચી રહેછે અતિશય દુઃખ હમને દેછે,
મારશો એવી નક્કિ મુને ખાતરીરે. ચાલો.

## ( ક્ષત્રી કલંક )

રામચંદ્ર—ઉઠ લક્ષ્મણ બંધુ આવાર, દુષ્ટ આવી તોફાન કરેરે.
તેમને મારી ઘણો માર, ”
હવે રહેતી નથી મને ધીર. ”
માટે તૈયાર થા હે વીર, ”
યજ્ઞ કર્યો છે આપણે વિશ્વાસ ”
માટે કરવો એમનો નાસ. ”

યજ્ઞ પુરો કરાવી રૂષીને આવાસે રહી વીચાર કરેછે.

રામચંદ્ર.—બંધુ તું સુણને વાતરે કહુંછું ખરેખાતરે.
વિયોગે વ્હાલી માતજી કરશે આંસુપાતરે
સુણોને હે જગતાત કહું વાત હું ખરેખાત. બંધુ.
એમ ભાવી જણાય છે હમને ( ૨ )
સીતાજી વરશે તમને,
સ્થીર ચીત્ત રાખીને શયન કરો હે નાથ
તમ આશીશ ધરૂં હું માથ.
શયન વખત થઇ શયન કરૂં;
હે દશરથ રાયના તંન કેમ વ્યાકુળ થાઓ મંન,
બંધુ તું સુણને વાતરે કહુંછું ખરેખાતરે.

( પડદો )



## જનકપુર.

### ( ત્રીતાળી. )

**સુનતા.**—પ્યારા નાથ સુણો તમે આજ, વાત આપને કહું મહારાજ;
પુત્રી સીતાની ઉમર થઇ, વરવા યોગ્ય તેતો જણાઇ;
**જનક.**—ઠીક વિચાર તેતો કીધો, તારો વિચાર મનમાં લીધો;
આપણને રૂષીએ કીધ, શીવત્રંબક રૂષીએ દીધ;
તેને તોડે આવી તત્કાળ, તેને રોપે સીતા વરમાળ;
માટે સ્વયંવરરે આદરવો, સર્વ રાજાને પત્ર પાઠવવો;
વખત કચેરીની થઇ ઘણી..............................
**સુનિતા.**—....................હાહા જાઓ કચેરી ભણી.

---

## જનકની કચેરી.

### (લાવણી.)

**જનક.**—સુણો પ્રધાનજી ( ૨ ) કહો રાજ્ય તણો વરતાંત,
સુખી પ્રજા છે ગાહરી કહો સુણુવા રાખું ખાંત;
ઝટ કહો તમે ( ૨ ) આ પ્રશ્નનો ઉત્તર અહિં,
સુણી ઉતર હું ઘણો આજે થાઉં ખુસી મનમાંહિં;
**પ્રધાન.**—હે પવિત્ર નૃપ ( ૨ ) હું કહું આપને વાત,
પ્રજા સર્વે સુખી છે હું કહુંછું અરેખાત.
નૃપનો હુકમ ( ૨ ) હું ઉઠાવવા* તત્પરછું,
**જનક.**—સચીવ શાબાશ છે તમને ઘણો હું રાજી થાઉંછું.

## ગીતી.

પુત્રી થઇ છે મોટી, માટે નક્કી વિચારતો કરવો;
પુત્રીને પરણાવા, સ્વયંવર મમ મોટો આદરવો.

---

મહારાજા આપ જાશો, શુભ પત્ર લઇ સર્વ દેશોમાં;
રૂષી મંડળને આપી, વળતી જાશો તમે નરેશોમાં.

## ( બેડા મારી બુડતો તારોરે. )

ત્રીપુરારી—મારે ઘણું સારૂં થયુંરે, કંકોતરી લઇ પરવરૂં;
મોટા મોટા રૂષી ઘેર, વળી નરેશો માંય;
કંકોતરી લઇ જાવું હુંતો, લાહુ મળશે ત્યાંય. મારે.
દેશો દેશ જઈ પાછો આવું, ત્યાં સુધી મારે લેર;
મીષ્ટાન દરરોજ મળશે મુજને, પ્રભુએ આણી મેહેર. મારે.

## કેરબો.

દશરથ— ગુરૂજી પુછોછો તો કહુંછું, હુંતો વાત મારીરે;
આજ્ઞા આપની માની હુંતો, કરૂંછું મારૂં રાજ. ગુરૂ.
તેમ છતાં નહીં પુત્રજ મારે, રાજ તણું શું કાજ;
પ્રજા સર્વેનુ પાલન કરતાં, નથી કર્યું મેં પાપ. ગુરૂ.
કયા જન્મનુ પ્રાશ્ચિત પ્રગટી, આપે છે સંતાપ;
નમન કરીને કહુંછું વિનતી, કરોને અંગીકાર. ગુરૂ.
પુત્ર થાય તેવું બતલાવી, ઉતારો ભૂપાર.

કંકોતરી લઇ જનકપુર પ્રત્યે રામ, લક્ષમણ અને વિશ્વામીત્ર આવ્યા, રસ્તામાં અહલ્યા ઉદ્ધારી રૂષીને અહલ્યાની ઉત્પત્તિ પુછી.

---

## (અંક ૩ ત્રીજો ચાલુ.)

### ( ભાવે ભજીએ રાધાકૃષ્ણ. )

સુત્રધાર—સ્મરામી અંબા આધ સતિ (૨)

અંબા અંબા નામ તમારૂં મુખથી હું ઉચ્ચારૂં,
જાણી દાસ રાખો પાસ મારી અલ્પ મતિ. સ્મરાગિ.
સર્વે જગતનાં છો પ્રતીપાળ,
ભુલ માફ કરશો ગણી બાળ,
રાગ લીલા ભજવું સાર,
તેમાં તુજ મોટો આધાર.
ભુલ ચુક મમ દુર કરીને સાહ્ય થશો હે માત,
કરો સહાય હે અંબાય તુજ અકળ કૃતિ. સ્મરાગિ.

(ત્રીતાળી.)

સુત્રધાર—સુંદીર લીલા આ સ્થળે કરૂંછું.........................
વિદુષક—..........................આપ બાપ મને ભુખે મરૂંછું
સુત્રધાર—કોણ ગાંડા જેવો બાપ તુ તો.........................
વિદુષક—..........................તારા મનમાં ગાંડો કેમ હું તો.
સુત્રધાર—કહેને નામ તારૂંતો શું કહાવે.........................
વિદુષક..........................વિદુષક કહી મુને બોલાવે
સુત્રધાર—કામ હતું બાપ તારૂં બાસે આવ્યો ખપ હતો મારે
વિદુષક—ગાંડા જેવો છુ ને કેમ બંધાવું કામ પડયું તારે
કામ કરૂં ક્યારે હું, લાડુ ગાડુ ઉડાવું ત્યારે
સુત્રધાર—સોધું બેજો સાર, શાન્ત મનથી ઉમોરે આચારે,

( ત્રીતાળી )

અવધ પતિ દશરથ રાજંન, તેહના રામચંદ્ર જે તંન;
તેહ લીલા હું આજે કરૂંછું............................
વિદુષક............................હા હા કહેને ભાઇ ભૂખે મરૂંછું.

(ગીતી)

સુત્રધાર—ભુખ્યો આટલો સ્યાથી..........................
વિદુષક—..........................ઘેર બંધા છે એકલડા તેથી
સુત્રધાર—શું ખાવુંછે કહેને સુઝ પડે મને દે ઉત્તર જેથી.
વિદુષક—લાડુ લાડુ લાડુ (૩)
જાણે ઉઠાવી જાય બંદા ગાડું. લાડું.
લાડુ તારા વિના (૨) પેટ નહિ ટાઢું. જાણે. લાડુ.
લાડુ ગળશે કામમાં ભળશે (૨)
લાડુ ન મળે ભાઇ (૨) ઊપડે ન રાડું. જાણે. લાડુ.
ગરજી તારી શી છે આ વારી (૨)
કહેને ઝટ મનેરે (૨) પેટ થાયે ટાઢું. જાણે. લાડુ.
સુત્રધાર— સીધું લેને સવારે, કામમાં મદદગાર હવે થાને
વિદુષક—મળીયા લાડુ સારા, પેટ હવે તું ચીંતા કરે શાને.

---

## સ્થળ જનકરાજાનો બાગ.

(ગરબો.)

**સીતા તથા સખીયો.**—ગાઓ સહીયરો સહુસાથ, ગરબો પ્રીતેરે;
મળી તાળી લઈ સંગાથ, હવે ખચીતેરે. મળી.

ધર્યા પવીત્ર વસ્ત્રો બ્હેન, આપણે અંગેરે;
ગાઓ ગરબો રૂડો આજ, સહીયર સંગેરે. ગાઓ.
પુષ્પ લાવોને બેનો આજ હું કહું,
કરવા પુજન શીવરાયરે, મનનું વાંચ્છીત ફળ આપશેરે;
શાસ્ત્ર વિષે સુંદરતા શી એનીરે લખી,
તે સમાન પુજન જો થાયરે. મનનું.
કંકણ કર વિશે દીપે તમારા, શીરપર સાળુ અંબોડા છે સારા:
હાર લીધા છે પ્યારા, જવું બેન પુજન કરવા.
ઝાંઝરનો જમકાર છે સારો;
હાથમાં ઝાલ્યા, ગુલાબના હારો.
પુજીએ ઊમીયાનો પ્યારો. જવું ગાઓ

(આશાગોડી.)

**લક્ષ્મણ.**—અજબ દિસંતિ આ નારી, હશે કોણ આજબ;
ઉમા રમા કે ઊરગ કુમારી, કે સાવિત્રી છે સારી. હશે કોણ.
દાડમકણ સમદંતજ દીસે, મધુર વચન મનોહારી. હશે કોણ.
શુક સમાન નાસીકા દીસે, અધર અરૂણ પરવાળી. હશે કોણ.
ચતુરા ચાલે ચમકતી ચાલે હંસગતિ ગઇ હારી. હશે કોણ.

---

કોણ રસીલી આ નારી, હશે ભ્રાત કોણ ( ૨ )
ઝંઘા કદળી સ્થંભ સમી છે, ચતુરા ચાલે છે ન્યારી.
દંત દાડમકણ સરખા દીસેછે, વદન અતિ મનોહારી;
નાક દીસે પણ શુકના સરખું, અધર અરૂણ પરવાળી.
ઊમા રમા કે ઊરગ કુમારી, કે સાવીત્રી છે સારી.

( મદન પડયો કેડરે. )

રામચંદ્ર.—ધીરજ ધરો પ્યારે, વદો ન એ વચંનરે. ધીરજ.
નિતિ વિરૂદ્ધ ન વાત વિચારો, ક્ષત્રી કુળના તંનરે ધીરજ.
દ્રષ્ટી કરવી યોગ્ય નથી, થયા સુર્ય કુળે ઉત્પન્નરે. ધીરજ.
એ જાનકી પારવતિ કેરૂં, કરવા આવી પુજનરે. ધીરજ.

(દક્ષણી લાવણી.)

સીતા.—દાસી જોને ઉભા કોઇ બાળરે,
બાગની માંય છબી ત્યાંય નિરખી હાય;
વીરહ થાય, દેખી આવે છે વહાલરે. દાશી.
દાસી માહરી ખબર લાવતુંયરે,
કોના બાળ, કાઢી ભાળ, જઇ તત્કાળ;
આવ આવાર, ઊભી રહું છું હુંયરે. દાશી.

(ગીતી.)

વિજયા.—બાઇ માહરી હું તો, જલદી જાઊં તેમના સામી;
ખબર સરવે લાવું, તેમાં કાંઇ નહિ આવે ખામી.

(ત્રીતાળી.)

કોણુ છો તમો કોનારે તંન..................
રામ....................ક્ષત્રી પીતા દશરથ રાજંન,
વિજયા.—આવ્યા અત્રે તમે કેમ આજ............
રામ....................સીતા સ્વયંવર જોવારે કાજ,
વિજયા.—નામ આપ બન્નેનાંરે કહો..................

રામ.....................રામ લક્ષ્મણ નામજ લહો,

વિજયા.—કોની સંગે આવ્યા કહો નાથ...............

રામ.......................વિશ્વામિત્ર રૂષીની સંગાથ.

વિજયા—કેમ રૂષીને ભેગા થયા..............

રામ—..................યજ્ઞ રક્ષણ કાજેરે ગયા.

વિજયા—સાર કેડે કહો શી થઈ વાત...........

રામ—..............અહીંથી પત્ર આવ્યો ખરેખાત.

કાગળ ઉકેલ્યો કર માંહી આવ્યા સ્વયંવર જોવાને આંહી.

વિજયા—અયોધ્યા પતિ દશરથના, તન એછે સુજોને બાઇ;
 રૂષિ સાથે આવ્યાછે. રામ લક્ષ્મણ એ બંન્ને ભાઇ.

મારી છે કટારી પ્રેમની ( ૨ )
મોહથી મને ઘાયલ કરનારી. પ્રેમની.
માન્યું મન થાય લગન
મુરતી મોહન મારી. પ્રેમની.
નિરદય બાપ સભામાં ચાપ,
મુકી કીધી દુખીયારી. પ્રેમની.

વિજયા—શાન્ત આચારી પ્યારી સખી (૨)
વરશે રામ સુંદરસ્યામ.
થાઓ શાંત સખી મારી. પ્યારી.
પંચ વચન માનોને મન,
શોચ મુકો વીદારી. પ્યારી.

## સીતા તથા સાહેલીઓ.

### ( ગરબો. )

આનંદનો દીન આજછેરે ગાઇએ ગરબો આવાર,
આવો સાહેલી સહુ સાથમાં.
પુર્ણ ખીલી છે યોવન કલીરે, મળી સાહેલી સાર. આવો.
ગુણવંતી ગરબે રમો, સીતા કેરી સાથ,
કર સાથે કર ધારીને, લ્યો તાળી નીજ હાથ.
શાણી સહીયર સૌ સાથે મળીને ગરબો ગાઓ પ્રીતેજીરે
અંબોડા શીરપર સોભેછે સારા, ઉઘાડો પગતો ખચીતે જીરે. શાણી-
સખી કહું શીં આજની, શોભાનો નહી પાર;
રમતાં રંગ વિલાસમાં, ઉપજે હર્ષ અપાર.
શાને સતાવોરે સખી મારી ( ૨ )
વાત વારહની સુણાવીને મને ટળવળાવોરે
આવું શું બોલેરે સખી મારી ( ૨ )
નાથ વીરહનો સાગર નાહક ખળભળાવોરે,
અવિનાશી તું માહરા, પુરજે મનના કોડ;
મન વાંચ્છીત સ્વામી મળે, રાખો અખંડ જોડ.
કંકણુ કર વિશે દીપે તમારા, શીરપર સાળુ અંબોડા છે સારા,
હાર ગુલાબના પ્યારા, લાવો જાવું પુજન કરવા.

---

સીતા—સખીયો સરવે જાઓ, હાર બનાવી પુષ્પ તણા લાવો;
પુજન સીવનું કરવા, પુષ્પ સરસ લઇ ઝટ વહેલાં આવો.

## હીંડી.

**સીતા**—સુણો શિવજી તમે આજ સ્તુતિ મારી,
કરૂં વિનતી આજે હી કરજોડી તારી;
આશ્રય આપો મને ભોળાનાથ ભારી. સુણો.
ચઢાવું બીલીને કરણુ ફૂલ સારાં,
સુખ આપી મુને કષ્ટ કાપો મારાં;
દાસી કરેછે વિનંત્તિ આજે તારી. સુણો.
ઘણા મનુષ્યોનાં આપે કષ્ટ કાપ્યાં,
દૂખ કાપીને તેઓને સુખ આપ્યાં;
એમ આપો મુને વિનત્તિ આ સ્વીકારી. સુણો.
મારા મનમાં ઇચ્છેલ જેછે સ્વામી,
મને આપશો તે તમે અંતરજામી;
કૃપા કરી આશા પુરો તમે મારી. સુણો.

( પડદો. )

**જનક**—આ સર્વ નરેશો તેમજ રૂપી મંડળને મારૂં જે કરેલું પણ છે તે કહી સંભળાવો.

**બારોટ.**—જેવી નૃપવર્યની આજ્ઞા.

એઠા સહુ નૃપ તમેં હીંમત ન હારી જાઓ
હામ ધરી મનમાંહી કરો શુભ કાજરે
પણ લીધું જનકે જે સુણો કહું આપ આગે
ત્ર્યંબક પ્રત્યંચા ચડાવી કરો શુભ કાજરે
શૂરવીર સભામાંહી ત્ર્યંબક ચડાવે કોઈ
સીતા નાંખે વરમાળ પુર્ણ થઇ કામરે

માટે સુણો કહું હું તો ભૂપત ભરાઇ બેઠ.
શુદ્ધ ક્ષત્રીવાન ઉઠી શોભાવોને ઠામરે.

( સુંદીર શામળીયા. )

જનક—કહો મુની મને આ પુત્ર કોના લાવ્યા
દીસે ક્ષત્રીરે કહો ક્યાંથી આવ્યા
જાણે વિશ્વના પ્રાણ આધાર એવા કોના આછે કુમાર
દેખી મોહ પામે મુજમંન શ્યામ ગૌર બે રૂપ રતન
કહું સુણ રાજન..............................
....................કહો મુની મને
સુર્યવંશી દશરથ કુમાર બળ તેજ પ્રાક્રમ અપાર
યજ્ઞ રક્ષા કરી તેમણે મારી સુબાહુ તાડીકાને સંહારી
રામ લક્ષ્મણ ધનુધારી..............................
....................કહો મુની મને

રાવણ—અલ્યા હે જનક મારા અહીં આવ્યા વિના આ ધામધુમ
શી કરવા માંડી છે.

જનક—મહારાજા આ ત્રંબકની પ્રત્યંચા ચડાવે તેને મારી પુત્રી
વરમાળ આરોપે એ મારૂં પણ છે માટે આ કાર્ય આપ કરશો.
સુણો ક્ષત્રીઓ સર્વે આજ ત્ર્યંબક ચોળી પીષ્ટ કરૂંરે
તેથી સરશે મારૂં કાજ ,,
તમો નિર્બળ થયાછો સર્વ ,,
ધનુષ્ય કેરો જાણું હું મર્મ ,,
હું સીતાને વરૂં આજ ,,

કરૂં જનક રાયનું કાજ ,,
મારા આગળ કોણુછે વીર,, ,,
એક ક્ષણુભર રાખે ધીર ,,
ધારૂં તો સર્વને મારૂં ઠેર ,,
પળમાં કરૂં કાળો કેર ,,

( બુલબુલ. )

જનક—પ્રગટ શું થયા આ કાળે જગતમાં ક્ષત્રીઓ આવા
લાગે લાય રે અરે હાય રે. જગતમાં.
નૂર શૂર ઊડી ગયું, આ ક્ષત્રીઓ માંહી
ધનુષ્ય શીવનું આ પડયુ, કોઇએ ચડાવ્યું નહિ
કરૂં શું હાય, અરે ઉઠે લાય. જગતમાં.
શોભી શણુગારો ધરી, આવ્યા મંડપ માંય
પ્રત્યંચ્યા ચડી નહિ શુર ગયું તમ કયાંય
કહું શું આ વાર તમોને ધિક્કાર. જગતમાં.

( થયું દુઃખ બંધુ ભારી )

મહા જુલ્મ જગત માંહે શુરો ક્ષત્રી નથી કયાંયે
અરે હાં (૫) મહા.
નુરશુર ઉડી ગયુંછે આ ક્ષત્રીઓ માંહી
ત્ર્યંબક પડયું આ સહી ચડાવ્યું નહિ.
ગયું સુર કહીં, પ્રભુ કર સહાયે. મહા.
શણુગારો ધરી સુંદર બની આવ્યા મંડપમાંય
બેઠાછો હાય ગયું શુર કયાંય પુરૂં કામ થાયે. મહા.

(ક્ષત્રીકલંક.)

લક્ષ્મણ—મુનીવર આવાં વચન જનક કેમ બોલી રહ્યારે.
એ શું વીચારે એના મંન ,,
બેઠા રામચંદ્ર રઘુરાજ ,,
કેમ લોપી બોલેછે લાજ ,,
ત્ર્યંબક જેવાં તોડું હું હજાર ,,
તો આ ત્ર્યંબકનો શો ભાર ,,
કરૂં ત્ર્યંબક ચોળીને પીષ્ટ ,,
તો હું રામનો દાશ કનિષ્ટ ,,

( સુંદીર શામળીયા )

રામચંદ્ર—મુનિ મારારે, આપો આજ્ઞા આ વારી
ધનુ પાસે રે જવા કરૂં તૈયારી
કૃપા કરી આજ્ઞા મને આપો............................
............................દુખી જનકનાં દુઃખજ કાપો
તવ હસ્ત શીર થાપો મુનિ.
પ્રભુ જાવાને કરો તૈયારી, કૃત્ય કરી વરો જનકકુમારી
આશીશ ફળશે તમારી. મુનિ

---

ધનુષ્યની પ્રત્યંચા ચડાવતાં ભાગી નાખ્યું.

( લાવણી )

ફરશુરામ—બોલ જનક તુંતો કહે ખરેખરી વાત,
આ ત્ર્યંબક કોણે તોડયું કહે સાક્ષાત.
જલ્દી કહેને તું સત્વર મુને આ કાળ,

કોણે ભાગ્યું ત્ર્યંબક ઉપજે મને જ્વાળ.

**જનક**—હે મુની મહારાજ દશરથના પુત્ર રામચંદ્રજીએ પ્રત્યં- ચા ચડાવતાં ભાગેલું છે.

**( ગુલાબી મહુ )**

**ફરસુરામ**—કોણ તું શુરવીરછે આવાર,
મારૂ ધનુષ્ય ભંગ કરનાર — કોણ.
જગતમાં મેં જોયા નથીરે ક્ષત્રી કેરા તંન,
રામ નામ તારૂં કહે તું વદ વીચારી વચન. — કોણ.
નામ મારૂ રામછે સ્યા. કોણ તુમારે નામ,
ત્રયંબક તોડયું શું વીચારી ગર્વ ઉતારૂં તમામ. — કોણ.

**(લાવણી.)**

**રામ.**—હે રૂષીરાય ( ૨ ) ક્રોધને આપતો હરો,
રામ નામ મારૂં છે માટે ક્ષમા તમે તો કરો;
તમ ધનુષ્યને ( ૨ ) જોવાનું મન થયું મારે.
લઇ પ્રત્યંચા ચડાવતાં તુટી ગયું તે વારે,
માટે ક્રોધ નહિ ( ૨ ) હે રૂષીવર આપને કરવો;
વિપ્ર જ્ઞાતિ આપની કદી રોશ આવો નહીં ધરવો.

**( મહી નહી લેવુરે )**

**ફરસુરામ**—ચતુરાઈ આજેરે, જાણી છે તારીરે ( ૩ )
દયાળુ ભારી, તાડીકા મારીરે ( ૨ )
વિના અપરાધેરે. — જાણી.

**રામ**—વિપ્રોને ત્રાસ કર્યો તેનો નાશરે ( ૨ )

નહોતી માતુ મારીરે...............
ફરસુરામ......... .....જાણી છે તારી
રામ—આપે માને મારી, કેવા દુરાચારીરે ( ૨ )
ફરસુરામ—ચુપ વદન સામોરે જાણી.
મેણાં દે મુને, મારીશ તુનેરે ( ૨ )
લક્ષ્મણ—ટીલીલી ફરસુરામરે............
ફરસુરામ—...............જાણી છે તારીરે.

(ક્ષત્રી કલંક.)

લક્ષ્મણ.—બોલો વિચારીને ઋષિરાજ વિપ્ર જાણીને જવાદઊંરે.
તમે ધીરજ ધરો મહારાજ, „
ડાબે ખાંધે છે યજ્ઞોપવિત; „
નથી વિપ્ર તણી આ રીત, „

(ગજલ.)

રામ.—શાંત કરો શાંત કરો શાંત કરોરે,
ઋષીમહારાજ ક્રોધ શાન્ત કરોરે.
બહુ બોલવું તે આપને નથી ઉચીત,
વાત જે કહું છું હું તે માનજો ખચીત. શાંત.
ફરસુરામ—ચુપ (૫) રે તન ફરસીનું ફળ દેખાડું,
વિચારૂં તોપણ વદે ગમે તેમ.
રામ—વિપ્ર છો નહિ સંહારૂં.................
ફરસુરામ— ..................... ચુપ (૫)
બડાઇ તારી જાણુમાં મારી;

**રામ**—શુરસમ હું તો ધારૂં................

**ફેરસુરામ**— ................... ચુપ (૫)

શર સંધાણુ કરને તું સામો;

**રામ**—નાંખો બાણુ તમ પ્યારૂં..........

**ફેરસુરામ**— .......................ચુપ (૫)

**( રામગ્રી. )**

હે ઇશ આપને હું તો નમું વારંવાર;
દીન જાણીને ક્ષમા કરો ક્રોધ હે કીરતાર. હે ઇશ૦
માયામાં લુબ્ધ થઇ ગયો તેથી સમજ્યો નહી મંન;
ક્રોધના આવેશમાં અરે વધો ક્રૂર વચન. હે ઇશ૦
હસ્ત જોડી વારંવાર હું નમું આપને પાય;
માફી કરો મારા દોષની કરો મુનેરે સહાય. હે ઇશ૦

**( ગીતી. )**

**રામચંદ્ર**—પધારો રૂષિરાય બદ્રિકાશ્રમમાંહી તપ કરો;
પાપ નીવારણુ કરીને નિશ્ચિત થઇને તમે ધ્યાન ધરો.

**( ભરથરી. )**

**સુનિતા**—પ્યારી પુત્રી સુણજો તમે જાઓ સાસરે આજજી;
દેરાણી જેઠાણી હળી મળી કરજ્યો રૂડાંરે કાજજી,
શીખ સુણો પુત્રી માહરી.
સસરા સાસુને રૂડા માનથી બોલાવવું હમેશજી;
સૌના સાથે હળી મળીને રહેવું કરવો નહી કલેશજી. શીખ૦
દિયર જેઠાણી નણંદ વળી બોલે કઠોર વચનજી;

તોપણ તે વચનો તમે સહન કરજ્યો મનજી. શીખ.

સીતાજી—માતુ મારી તમે સાંભળો કહે કીકરી આવારજી;

સર્વ શીખ તમારી મેં તો શ્રવણ કરી નીરધારજી,

રડશો નહિ માતુ માહરી.

વિજયા—જાઓ બ્હેની વહેલાં આવશો, કરજ્યો રૂડેરાં કામજી;

સીતાજી—વારૂ સખીઓ તમે જાઓ પોતપોતાને ધામજી,

રડશો નહી બ્હેની માહરી.

( ત્રીતાળી. )

જનક—પધારો રાજન આવાર પુરમાંહી આપ નીરધાર;

દશરથ—હુંશે રહેજ્યો તમે સહુ જન, કંઇ ફીકર કરશો નહી મન.

જનક—સીતા પુત્રી તું હુંશે રહેજે, જઇને તુરત પત્ર પાઠવજે;

સીતાજી—વારૂ પીતા દીલગીર ન થાઓ, હવે પુર પ્રત્યે આપ જાઓ.

( કૌશલ્યા ભૂવન. )

કૌશલ્યા—આનંદ સખી આજ મુજ હૈયે અપાર;

રૂષીની સંગે, જઇ ઊમંગે. આનંદ.

ધનુષ ભાગી વર્યા સીતા સુકુમાર;

રૂષી ઉપકારે, માનું આવારે;

કિર્ત્તિ ગજાવી આવ્યા, અવધ મોઝાર. આનંદ.

સખી સહુ ચાલો, આનંદે મહાલો;

જાવું મળવાને, મુજ પ્રાણ આધાર. આનંદ.

( કચેરી. )

દશરથ.—સુણો ગુરૂ કહુંછું મારા મનની વાતડીરે. (૨)

વૃદ્ધાવસ્થા થઇછે મારી, વાત મનગાં મૈં વિચારી,
રામરાજ્ય કરે ખુશી થાય મુજ છાતડીરે. સુણો.

**વશીષ્ટ.**—તારે બેઠે પુત્ર તારો, રાજ્ય કરે એ વિચાર સારો,
સુર્યવંશમાં સત્યવાદી તુજ જાતડીરે. સુણો.
કાલે બપોરે મુહુર્ત સારૂં બેસારો ગાદી કહે મન મારૂં;
નક્કી મનમાં ધારી કહુંછું વાતડીરે. સુણો.

( રામચંદ્રનું એકાન્ત સ્થળ. )

( કનરો. )

**નારદ.**—સુણો પ્રભુ સત્ય વાત આ મારી;
દેવ ઘણા થયા છે દુખકારી. સુણો.
આપને રાજ્યાભિશેક કરે છે,
પછી શી દશા થશેરે હમારી. સુણો.
દુષ્ટ રાક્ષસો પીડે છે ઘણા;
જઇએ હીંમત સઘળા હારી. સુણો.

**રામચંદ્ર.**—હે નારદમુનિ હું એ કાર્ય ભુલી ગયો નથી, મારે હવે જવાની તૈયારીછે માટે સુખેથી આપ સ્વસ્થાને જાઓ.



## ( અંક ૪ ચોથો ચાલુ કર્યો છે. )

**સુત્રધાર.**—જય આરાસુરીરે (૨)
તુજને હું નમુંરે. જય.
તુજ કૃપાએ ખેલ કરૂંછું, સહાય થશો આ ઠામરે,
માતુ મારીરે તારીરે, આશામને પુરીરે. જય.

મનસુ ભજવું ધરીને વહાલરે,
થાજે તું સહાયરે, માયરે, વાણી દે મધુરીરે. જય.
સુત્રધાર તુજ નમન કરેછે વંદે લાગી પાયરે,
મારી દેજેરે, લેજેરે, સ્તુતિ ઉરમાં ધારીરે. જય.

**સુત્રધાર.**—પાત્ર તૈયાર તો થયા સહુ.........................

**વિદુષક.**—.................. ......થાક લાગ્યો અરે મને બહુ,

**સુત્રધાર**—વિચિત્ર વેશે તું આવ્યો તું કોણ....................

**વિદુષક**—......—.............ભાઇ મોડું થયું મોળું છાણ,
લાડુ મળે વાત કહુ તુને.....................................

**સુત્રધાર**—......................આપું લાડુ વાત કહે મુને,

**વિદુષક**—વનચર વિદુષક નામ મારૂં..........................

**સુત્રધાર**—.. .........................ઠીક કામ હતું મારે તારૂં,
મનસુખ સુત કૃત હુંતો રામલીલાનો ખેલજ ભજવીને

**વિદુષક**—રંજન કરૂં સભાને કાષ્ટ તણી તરવાર હું બજવીને,

**સુત્રધાર**—માટે ખપ ભાઇ તારો સભા ખુશી કર હાસ્ય વચન બોલી.

**વિદુષક**—સવાશેરનો લાડુ આપો મુજને ત્રાજવામાં તોળી;

**સુત્રધાર**—લેજે લાડુ અરે ભાઇ તુંતો................

**વિદુષક**—.............ઝટ આપ ભુખ્યો ઘણો હુંતો

**સુત્રધાર**—કહે ભુખ્યો આટલો તું ક્યાંથી...........

**વિદુષક**—...............ઘેર બંદા એકલા છે તેથી
નારી નાસી પીયરમાં મ્હાલે, મારે નારી વિના તો ચાલે

**સુત્રધાર**—સ્વામી મુકી નાસી ગઇ નારી............

**વિદુષક**—................બુદ્ધિવાન સુગુણ ડાહી સારી.

( બેડા માજી બુડતો તારો. )

વખાણુ હું મારી નારીરે, તેવી નારી નહીં હોય તારી;
સમીસાંજે સુતેલી ઉઠે, પહોર દિવસ ચડે એહ;
પરસેવો નીકળી સુંદર દેખાય ધોળી કાળી તેની દેહ.
આંખ્યો ચોળે જુએ વેણુરે મારા સામુ જુએ નેણુ
વકરેલો વાઘ પડે ગાયોપર, એમ બાળકોને માર
જો કહેવા જાઉ હું શીખજ સારી તો પીટે મુને તે ઠાર
ઉઠીને એ કામજ કરતીરે, મધ્યાન્હે એ પાણી ભરતી
દાતણ તેના બાપને ઘેર કર્યું હશે કોઇ દીન;
ન્હાવાને માટે કહી મુકેલું નદીમાં નાહે મીન
આંખે મેંશ તન નઠારૂંરે, રૂપ મમ નારીનું સારૂં
પેલા ભવે મે પુન્ય કરેલાં તેથી પામ્યો એ નાર
મારા જેવી નારી મળે તેનો ધન્ય ધન્ય અવતાર
સુત્રધાર—વખત ગયોછે ભારીરે જીભ બંધ કરને તારી.

---

( દશરથની કચેરી. )

પ્રતિહાર—મહારાજ સંગ્રામજીત પધારે છે.

( ત્રીતાળી )

સંગ્રામજીત—સાંભળોને દશરથ ભુપાળ, મોકલો બન્ને બાળ મોસાળ;
રખી માસ બે મારે અવાસ, પછી મોકલુ આપની પાસ
દશરથ—પુત્રો મારા સુણો તમે આજ, આવ્યા મામા તેડવાને કાજ.
જાઓ તેમની સંગે બે ભ્રાત, આજ્ઞા લઇ તમારી માત.

( બનજારો )

**ભરત**—તું સાંભળ માતુ મારી, મને હરખ થયોછે ભારી;
તેડવા આવ્યા મામા મારા, સંગ્રામજીત બંધુ તારારે,
માટે રજા આપો માતુ મારી. મુને.
જઇએ હમે મામાની પાસે, રેસું હમે તહાં બે માસરે,
માટે રજા આપો ખુશકારી. મને.

**કૈકૈ**—પુત્રો મારા આજે, જાઓ તમે મામાની સંગે;
ખુશી થઇને જાઓ, અતિ હર્ષીત થઇ ઉમંગે.

**દેવલોક**—હે દેવી તમે કૈકૈની દાશીને ભરમાવો કૈકૈના હ્રદયમાં પ્રવેશ કરો બે વચનો મંગાવો જેમાં રામ વન ચૌદ વર્ષ જાયને ભરત રાજગાદી બેસે આવું કરી અહી જલ્દી આવજયો.

મંથરા એકદમ કૈકૈ આગળ ફુલની છાબ પછાડી રૂદન કરતાં કૈકૈને કહે છે.

**મંથરા**—સાંભળ ને બાઇ કેમ બેસી રહીછે
કેમ બેસી રહી છે. ( ૨ ) સાંભળ.
નક્કી વીચાર એવોજ કર્યોછે
રામને રાજ્યાભિષેક ઠર્યોછે.
કેમ, ઉંઘેછે મતિ તારી કયાં ગઇછે. સાંભળ.
રામ જો રાજ્યનું કામજ કરશે
દાસીનુ કામ તારે કરવું પડશે.

**કૈકૈ**—છાની રહે રાંડ મતી તારી ફરી ગઇછે. સાંભળ.
ચારે પુત્રોછે સમતોલે, ધીક દુષ્ટા તું આ શું બોલે
ભાન ગયું કયાં તુજ ગાંડી કેમ થઇછે. સાંભળ.

## કેરબો.

મંથરા— હજુ સુધી મતી ગુમ કેમ થઇ તારી રે
કેમ થઇ તારી રે (૨) હજુ.
રામને રાજ્યાભિશેક ઠરે કેમ ચડે નહિ કાળ
સમજાવી મોસાળે કાઢયાં બન્ને તારાં બાળ હજુ.
લુંડીપણું કરવું પડશે નક્કી બાઇ તું ગાન
કેમ બુદ્ધી ગુમ થઇ ને કયાં ગયું તુજ ભાન હજુ.

## ગીતી.

કેકૈ—લે મુક તાર તું તો, રડીશ નહિ તું હવે દાશી મારી
છાની રહે તું બ્હેની રડી રડી થઇ આંખ રાતી તારી.

## નફ્ટ દુષ્ટા રંડા રંડા.

મંથરા—સમજ લગાર શું સુખ તારે રામને રાજા થવે
લે તારો આ મુક્તાહાર જોઇએ ન મારે હવે. સમજ.
કહુંછું વચન સર્વે હું તો, સાંભળી ધીક્કારે તું તો
દેખી મને આવે દ્વેશ, કહ્યું ન ધારે લવલેશ.
કેકૈ—છાની સખી મળીયે સાથ હવે સમજ.

## ડરમાંતું દીલ સાથ.

સત્ય શત્ય છે વાત તાહરી (૨)
પછાંથી પસ્તાવો થાત તાહરી
બાળ મારા બે મોસાળે ગયા,
વળતી રાજાને વિચાર થયા.
ખરા મને તેં બોલજ કહ્યા

(હવે શું કરવું મને સુઝ પડતી નથી)
હવે ઊપાય કહે ખરેખાત. તાહરી.

મંથરા—ભુવનમાં બેસો ક્રોધજ કરી
રાજાનું મન લ્યો તમે હરી

કેકૈ—હાહા વાત તેં કહી એ ખરી
(પછી શું કરવું તે કહે)

મંથરા—રાય આવે નિશાયે એકાંત. તાહરી.
તે વખતે માગો વચન ખાસ
રામને કાઢી મુકો વનવાસ
ભરત રાજા સર્વ તેમના દાસ
રાખો શત્રુઘ્નને નીજ પાસે
(પછીથી સુખ માણજો)
મોજ માણજો પછી તમે માત. તાહરી.

દશરથ—શાણી શાણી શાણીરે રાણી શાણી શા માટે આજ રીસાણી;
ઉઠ વાલી ખાલી ભોંય પડી શું, શા દુખે દુભાણીરે. રાણી.
બોલ પ્રીયા તારૂં પ્રીય કરૂં શું, માગ મુખે આપુ આણીરે. રાણી.
મારા સમ તજી મનની મલીનતા, કહે કેમ તું ખીજાણીરે. રાણી.
ચાહુ તને સૌ રાણીઓથી, વધુ પ્રીતીનું પાત્ર જાણીરે. રાણી.

( આશાગોડી. )

કેકૈ—ફોગટ શીદને સંતાપો પતિ મારા (૨)
માગ માગ કહી ફરી ફરીને મિથ્યા વચન આરોપો. પતિ.
મુખે કહેલું પણ નથી દેતા તો માગ્યું ક્યાંથી આપો. પતિ.
પરણી તમોને શું સુખ ભાળ્યું, જીવું કરીને બાળાપો. પતિ.

( અલબેલી અકળાય તું. )

**દશરથ**—પ્રાણ પ્યારી કેમ મુઝાય મનમાં, કહેને મારા સમ (૩) છે,
કેમ ઉદાશ દીસો કેમ પ્યારી, શું દુખ આવ્યું મન;
બોલ સતિ........શી આકૃતિ..................
**કેકૈ**—............................હે નૃપતિ. પ્રાણ.
**દશરથ**—હુંકારો મુખથી કીધો કોઇ તેને મારી નાંખું ઠાર;
કહેને સતિ........આ શી ગતિ..................
**કેકૈ**—..........................પ્રાણપતિ. પ્રાણ,

( મોહી રહ્યો ચંદ્ર હાસ્ય. )

**કેકૈ**—સમજી ગઇ આપ વાતમાં હો પ્રાણપતિ. (૨)
બોલી સત્યને અસત્ય વદો છો (૨)
કલંગ લાગે ક્ષત્રી જાતમાં. હો પ્રાણ.
વૃષપરવા સાથે યુદ્ધજ કરતાં (૨)
વચન આપ્યાં તમે હાથમાં હો પ્રાણ.
ભરત રાજ્ય રામને વન આપો (૨)
નહિતો ફજેત થાશો નાતમાં. હો પ્રાણ.
**દશરથ**—હૃદયે વસેલી પ્રીયા પ્રેમે ફસેલી,
વદને વચન આ વાર તું;
**કેકૈ**—અડસો નહિ આઘા રહો અહીંથી,
બોલીસ નહી તમ સાથ હું;
**દશરથ**—( અરે શું આમ કેમ. )
**કેકૈ**—( હા એમજ. )

**દશરથ**—કદી હુંકારો કર્યો છે કોઇએ.
કહેને ઝટ મને વાત તું;
**કૈકૈ**—ખસો ખસોને જાણ્યા નિશ્ચે,
નક્કી કરીશ મમ ઘાત હું;
**દશરથ**—( પણ બોલતો ખરી. )
**કૈકૈ**— ( સાંભળો ત્યારે. )
વૃષપરવાથી યુદ્ધજ કીધું,
આંગળી ઘાલીને સુખજ દીધું;
જશને માટે મેં કૃત્યજ કીધું,
તે વખતે વર માગી લીધું;
**દશરથ**—( સુખેથી માગી લે. )
**કૈકૈ**— ભારતને રાજ રામને વંન,
જાય માગું આજ હું;
ચૌદ વર્ષ વન ભોગવે રામ.
**દશરથ**—અરર બીજું માગ તું.

(ગજલ.)

**દશરથ**—
અરે પ્યારી આશું વદી તું વચન, વચન સાંભળી ધીર રહે નહિ મન;
બીજાં માગ્ય હું આપવાને તૈયાર, કાઢો શીદ વનમાં મમ હૈયાના હાર.
કહું સત્ય હું તુજ આગળે નાર, વચન બીજાં માગીલેને નીરધાર.
સું કોમળ રામને કાઢે તું વન, મૃત્યુ મારૂં થાશે અરે આ ભુવન;
અરે હાય શું આ વદી હે નાર, વેણુ બાંધીયો મુજને હું લાચાર.
અસી આ થકી જીવ તારોહણું, સુત વિયોગે મમ મૃત્યુ ભણું.

કૈકૈ—જાઓ ( ૨ ) ને રાજાજી કહું આજ તમનેરે,
અહી આવીને રીઝાવો નહી પ્રાણુ હમનેરે. જાઓ.
જોઇ રાજા આપની રીતી, કૌશલ્યા શુંછે પ્રીતી,
આવી કરો અતિ અનિતિ.
દશરથ—કેમ રીસાઇ પ્રાણુ પ્યારી ઝટ તું વદનેરે. જાઓ.
જે માગેતે હું આપુ, તુજ વચન નહિ ઉત્થાપું,
હરનીશ નામ તુજ જાપું;
કૈકૈ—આપ્યાં વૃષપરવા, યુદ્ધે વચન હમનેરે. જાઓ.
આપો મુજને એ રાય, રામ વનમાંહી જાય,
રામ ભરત રાજાતો થાય;
દશરથ—અરર વચન બીજાં માગ્ય કહુ તમનેરે. જાઓ.

( ઓ કૈકૈ કુલટા )

દશરથ—ઓ વીપરીત બુદ્ધિની નારી,
તેં આશી વાત ઉચ્ચારી. ઓ વિપરીત.
રાખે રામ ઉપર ખાર, તને કરોડો ધિક્કાર. ઓ વિપ.
રામને વનમાં મોકલે રંગમાં કીધો રોષ,
સમજાવી તને મેં બહુ તોએ ન લાગ્યો બોધ. ઓ વિપ.
કૈકૈ—કેમ સત્યને ચુકોછો સ્વાંમી તમે તો આ વારી.
વચન આપો આવાર..................
દશરથ—..............બીજા માગીલ્યો નીરધાર.
કૈકૈ—રામ વન ભર્થ રાજ..................
દશરથ—સુણો ખેદ થાએ આજ. કેમસત્ય.
રામ ઘેર બેસી રહે, ભરતને આપુ રાજ;

શીદ કાઢે તું વનમાં, બાળક મારો આજ.

**કૈકૈ**—થયા અધરમી રાજન, રવિકુળમાં લાંછન.

**દશરથ**—મારા સુકોમળ તન શીદ કાઢે છે તું વંન;

કહ્યું માન ( ૩ ) પ્યારી. કુમ.

**દશરથ**—નફટ દુષ્ટ રંડા રંડા તુને શરમ શરમછે,

આ તારાં વેણુ નીકળ્યાં મોઢેથી તે અતી અધમછે

ચારે બંધુમાં શ્રેષ્ઠછે રામ,

તેને તજાવે તું રહેવાનું ધામ.

રામ તો થશે તૈયાર, ભરત નથી આ ઠાર;

વિયોગથી મમ પ્રાણુનો ત્યાગ થશે. નફટ.

( માઢ )

**દશરથ**—આપુ વચન આવારરે હુંતો સત્યતાને કાજ,

ચારે બંધુઓમાં દીસે રામચંદ્ર શીરતાજ;

તેહને વનવાસ આપી આપું ભતંને રાજરે. હુંતો.

મેં તુજને ઘણું કહ્યું હે દુષ્ટ દુરાચારી આજ,

તો પણુ તેં માન્યું નહી તેં કર્યું ખોટું કાજરે. હુંતો.

રામને ઘેર બેસાડીને, ભરતને આપુ' રાજ

તેમ તે પણુ માન્યું નહીં, આ સાંભળી આવે લાજરે. હુંતો.

**વશીષ્ટ**—હે સુમંત્ર આજે આનંદનો દિવસ છે ને હજુ સુધી દશરથ રાજા કચેરીમાં આવ્યા નથી માટે બોલાવી આવ.

**દશરથ**—હે સુમંતજી મારૂં મરણુ નજીક આવ્યુંછે માટે રામચંદ્રને અહી બોલાવી લાવશો.

---

# રામચંદ્રનું ભોવન.

## ગજલ.

રામચંદ્ર—બોલ બોલ બોલ બાઇ કેમ ઉદાશ છું.
મુખ તારૂ જોઇને દીલગીર થાઊં હું. દીલગીર.
સાચુ સાચું કહોને મુખગ્લાની ક્યાં ગઇ
હર્ષ સર્વ કયાં ગયો બાઇ પીડાતો શી થઇ. પીડા.

## ત્રીતાળી.

સુમંત—સુણો રામચંદ્ર મમ બાત, કહું આપને સાચી વાત;
પીતા કૈકૈ મંદીર રહ્યા, સમાચાર તેમણે રે કહ્યા
રામચંદ્રને બોલાવો અહીં, મારે કાર્ય જરા છે કાંઇ
આવું કહ્યું પીતાશ્રી અમને, તેડવા આવ્યો છું હું તમને
માટે સત્વર થાઓ તૈયાર, લગાડો નહીં મીથ્યા વાર
રામચંદ્રજી કૈકૈ મંદીરે પીતાને ઉદાસ પડેલા જોઇ બોલવા લાગ્યા.

## ( ઓધવજી સંદેશો. )

રામચંદ્ર—હે પીતાશ્રી ઉદાસમાં કેમ આપ છો
મુજને સાચે સાચી કહોને વાતજો (૨)
કેમ દીલગીર આટલા આપ થયા
કહો મુજને પીતાજી ખરેખાતજો (૨) હે પીતા૦
અકસ્માત આવા આપ કેમ થયા
કોને બરમાવ્યા તમને હે બાપજો (૨)
મનડાની વાતો ખુલ્લી મુને કહો
સમાવોને હવે આપનો તાપજો (૨) હે પીતા૦

(મને મુકીને ગયોછે મારો છેલડારે)

તમે શોચ શાને કરો પીતા આ સમે રે
કેમ પૃથ્વી (૨) પડયા છો મારા તાત...કહોવાત
ઉઠો પીતાશ્રી શોકને, તજીરે
કહો માતા મારી કારણ આ શું બન્યું રે
આજે આનંદનો દીન છે હે માત, ખરેખાત. ઉઠો૦

કેકૈ—માગ્યાં વચન બન્ને તારા પીતા પાસથી
તેમાં તાહરે (૨) વન ભરથને રાજ...માગ્યું આજ.
તેમાં પડયા છે પીતા તાહરા રે.

રામચંદ્ર—માતા વચન મારે આપનું પાળવું રે
રાજ્ય કરે (૨) જો ભરત મમ ભ્રાત...સુણો વાત ઉઠો૦

દશરથ—મારા લાડકવાયા મુખથી તને શું કહુ રે
રાંડ અભાગણી (૨) એ કરી મારી ધાત

રામચંદ્ર—સુણો વાત ઉઠો૦

( દુખ ક્ષુધાનું ભારી. )

દશરથ—થાશે દુખીજ ભારી શી ગતિ મારી થાશે૦
વન રામ સુણી મારા મનમાં,
લાગ્યો ધા જખ્મકારી, શી ગતિ મારી. થાશે૦

રામચંદ્ર—શાંત થઇ પીતા આજ્ઞા આપો,
જાશે વન આ વારી.................

દશરથ—.................શી ગતિ મારી. થાશે૦

રામચંદ્ર—શીદ દમો છો દેહ પીતાશ્રી,
મન હીમત ધારી.................

દશરથ—.................શી ગતિ મારી. થાશે૦

( લલીત. )

અરેરે પુત્ર રે, શું હવે કરૂં, સુઝે નહિ હાય ધૈર્ય શે ધરૂં,
સ્ત્રીના પાસમાં હું પડયો અરે, ભોળવી મને ક્નિષ્ટ કર્યોરે;
અરર ઇશ્વરે શું હવે થશે, રામ વન જાય જીવરે જશે,
પુત્ર તુજને શી રીતે કહું, વનનું નામ હું શું મુખે લહું;
પાપી પ્રાણુ તું શીદને રહ્યો, રામ વન જાય ક્લેશ બહુ થયો.

( રામશ્રી. )

રામચંદ્ર—શોક છોડો પીતા માહરા હું જાઊં છું વન,
વચન આપનું સત્ય કરૂં, સુખી રાખો તંન. શોક૦
દીલગીર નથાઓ તાતજી, કહું સાચી વાત,
ચૌદ વર્ષ વન ભોગવી, આવું હું સાક્ષાત. શોક૦
વચન પાળું મમ માતનું, ઉમંગેથી આજ,
પીતા સુખી થાઓ તમે, સુખે કરોને કાજ. શોક૦

રામચંદ્ર તથા સુમંત બન્ને કૌશલ્યા ભુવન આવી વનમાં જવાની રજા માગે છે.

( માઢ. )

રામચંદ્ર—વનમાં જાઊંછું માતુરે, હું સત્યતાને કાજ,
આજ્ઞા આપો મુજને, જાઊં વનની મહીં;
મમપીતાનું વચન હુંતો મિથ્યા કરૂં નહીરે. હું૦
અપરમાતુએ વચન આપ્યાં મારા પીતાને આજ;
તેમાં મારે વન જવાનું, આવીયું જ્ઞાતુ આજરે. હું૦
રડશો નહીં જરી તમે•આજ્ઞા આપો હે માત;
અવધપુરી થએ આવીશું કરશો નહી કલ્પાંતરે. હું૦

## ( નાદાન જુલમ શો કીધો. )

કૌશલ્યા—પુત્ર નાની વયમાં શું વંન, સુણી ધ્રુજે છે મારૂં તંન,
અકળાણી અતિશે મંન, અરે હાય, લાગે લાય (૨)
સુણી ધ્રુજે છે મારી કાય, નવ રહેવાય, પડશે મુજ તંન. પુત્ર૦
સુખ સય્યામાં પહોડતો, નીર કોઈ જન પાય,
ઘરથી બહાર ન પરવર્યો એવી છે તુજ કાય;
તુજ કાય, જોઇ હાય (૨) ટાઢને તાપ સહેશો નહી બાપ,
દુખ મુજ કાપ, સુણી, આ રૂદંન. પુત્ર૦
પીતા માતા વચન તેં, સત્ય કરીયાં જેહ,
મમ વચન નવ માનીસું, પડશે મારી દેહ.
અરે હાય લાગે લાય (૨)
ઘણી કોમળ તારી કાય, કેમ ચલાય...દુખ બહુ થાય
જશો નહીં વંન. પુત્ર૦

## બનજારો.

રામચંદ્ર—રજા આપો માતુ તમે મારી, કરૂં વનમાં જવાની તૈયારી;
આપો આજ્ઞા હે મુજ માત, વચન મિથ્યા કરૂં નહિ તાતરે
આજ્ઞા સ્વિકારીને તમારી. કરૂં૦
રડશો નહિ માતુ તમે, વન માંહે જઇશુ હમેરે,
કંઇ થાશો નહી દુખકારી. કરૂ.

## ( અરર આસ જાય )

કૌસલ્યા—હૃદય ફાટી જાય, હાય હાય હાય.
છોડી તાત માત ભ્રાત તજી જાઓ વન હાય
વને અતિ દુખ થાય, કોણ કરશે સહાય;

કોણુ કરશે સહાય, દીસે ઉઠે લાય. હૃદય.
વનમાં વાઘ વરૂ અતિ, ખાવા વનફળ સાર;
તજી ભમર પલંગ શુ, પોઢશો પૃથ્વી મોઝાર.
લાય હાય દીલની માંહ્ય હૃદય ફાટી જાય,
રામચંદ્ર—વંદુ લાગી પાય, આપો આજ્ઞાય. હૃદય.

( ગીતી )

કૌશલ્યા—લ્યો સુત મારા દોરો, તમને કંઇ દ્રષ્ટી નહી લાગે;
બુટ્ટી આ હું આપું, જેથી કરીને ભીડ સકળ ભાગે.
લક્ષ્મણ—આવો બંધુ આપ આ વારી,
રામચંદ્ર—જાઉં વનમાં હું તો ભારી. આવો૦
લક્ષ્મણ—મને લ્યોને સંગાથે, ધરૂં વચન માથે,
આવું બંધુ હું સાથે ના કહેશો નહી નાથે. આવો૦
મૂકી માત તાત આ વારી.
ઝુરી ઝુરી મરૂં હું..............
રામચંદ્ર—..............માતાને પુછી જોતુ.
માતાની આજ્ઞા એ લઉં હું જાઉં- આવો૦
રામચંદ્ર—તાત વચન ( ૨ ) થી જાઉં વન,
દીલગીર ન થાવું બંધુ મંન. તાત૦
પીતા દુખકારી, પડયા આ વારી,
કેકૈ કેરે ભાવન. દિલગીર- તાત૦
લક્ષ્મણ—જોડુ હું હાથ, કહું હે નાથ,
ના કહેશો પાડું હું તન. દિલગીર- તાત૦

( હે નાથ મૃગ આ જાયે )

લક્ષ્મણ—મને મુકી જશો નહી ભ્રાત,
તમ વિયોગે થશે મમ ઘાત. મને૦
તમ વિયોગે વ્યાકુળ થાઉં. પ્યારા બંધુ સાથે આવું,
તજી તાત ભ્રાત માત..............

રામચંદ્ર—..............સધુર સધુર. મને૦

લક્ષ્મણ—વ્હાલા...વીરા...આજ્ઞા ધરૂં કાર્ય કરૂં.
વન ફરૂં......................

રામચંદ્ર..........નહીં નહીં નહીં. મને૦

( ગીતી )

જાઓ માતની રજા, લઇ આવો મારીરે પાસ;
રજા આપે જો માતા, તો લઇ જાઉં હું તો વનવાસ.

( દક્ષીણી લાવણી )

લક્ષ્મણ—માતુ માહરી, આપો રજા આ વારરે,
અરેરે હાય, ઉઠે લાય, જવું ત્યાંય, વન માંય;
બંધુ સાથે નીરધારરે. માતુ૦
આપો આજ્ઞારે માતુ મારી તુંયરે,
નહિ આવાર, જવું નીરધાર, મનમોઝાર;
નકી તું ધાર, ઊભો આવીને હુંયરે. માતુ૦

( ગીતી. )

સુમિત્રા—આપદ મિત્ર પરિક્ષા સ્ત્રીની પરિક્ષા નિર્ધન નર જયારે,
રણમાં વાજી પરિક્ષા બંધુ પરિક્ષા ભીડ પડે ત્યારે;

## ( ગજલ. )

રામચંદ્ર—હું જાવુંછું વન વિશે પ્યારી રહેજે સુખેથી,
રહેજે સુખેથી પ્યારી રહેજે સુખેથી. હું જાઉં૦
અપરમાતા જે કેકૈએ વચન માગ્યાં આવાર,
તેમાં વનવાસ મારે ઠરીઓ નીરધાર. હું જાઉં૦
ચૌદ વર્ષની અવધ કીધી વીતે આવીશ અહીં,
ત્યાં સુધી રહેજ્યો તમો દુખી થાશો નહીં. હું જાઉં૦

## ( સીતાજીના મહીના. )

સ્વામીનાથ તમે મને આજ મુકીને ક્યાં જશો,
દીન કીંકરીને મહારાજ આપની સાથે લેશો;
આપવિણ મુને જરી, અહીં ગોઠે નહિ નાથરે,
આવાં દુખમાં દેખી મુને ઝાલો મમહાથરે;
નક્કિ વિયોગ જો સ્વામીનાથ આપનો મને થશે,
તો હે પ્યારા સ્વામીનાથ નક્કી પ્રાણતો જશે;
માટે દયા લાવી કીંકરીને સાથે લ્યોને તમો;
આજ્ઞા કહેશો જે સ્વામીનાથ ઉઠાવીશું હમો,

## ( ચંદ્ર વખત શો આવીયો. )

રામચંદ્ર—સીતા તમે ત્યાં અવાય નહિં,
બારે વસમો એ પંથ કાંટા કાંકરાં અનંત;
પ્યારી તમથી ચલાય નહિં ( સુણો. ) સીતા૦
કરવો તરૂ તળે વાસ, ટાઢ તડકાનો ત્રાસ;
કોમળાંગી તમથી સહેવાય નહિં ( માનો. ) સીતા૦

ખાવા વનફળ સાર, કોઇ વખત નીરાહાર;
સતી તમથી રહેવાય નહિં (પ્યારી.) સીતા૦
માટે માનોને વચન, સુખે રહોને ભોવંન;
મને ઉપાધી કંઇ થાય નહી. ( પ્યારી. ) સીતા૦

**સીતાજી**—શું છોડો તરછોડો, મુજ રંકની વિનતિ દિલમાંહી ધારીરે;
વંન સુણી મન મારૂં અતિ, તંન વિકળ થાયરે હે નાથ. શું છોડો.
મુકી જશો નહી નાથજી, પ્રાણુ મારો મુઝાય;
વનનું સાંભળી નાગરે, દીલમાં કંઇ કંઇ થાય.
નાથ જોડુંછું હું હાથ અરે તમ સાથ, લીયો પ્રાણુ આધાર શું છોડો.
મુકી મુજને કેમ લ્યાં વનમાં જોડી પ્રીત;
સાથે લ્યો સ્વામી મને શું થયું વિપરીત.
લાય ઉઠે અરે હાય, કેમ વનમાંય, જશો શીરતાજ. શું છોડો.

( બનજારો. )

**રામચંદ્ર**—આજે રહો પ્યારી અહીં મારી, જાઊં વનમાં હુંતો ભારી,
અતિ શબ્દ ભયાનક થાયે, જોઇ ચીત ઘણું ચમકાયેરે;
માટે રહો અહી તમે નારી. જાઊં૦
નહી સુખ ત્યાં મહેલના જેવું, ખાવા પીવા પણુ નહીં તેવુંરે
માટે રહો અહીં ધીરધારી જાઊં૦
મુને રજા દેને પ્યારી મારી, કરૂં વનમાં જવા તૈયારી રે
નવ જઇશ, તું હીંમત હારી જાઊં૦

**કલ્યાણું.**

**સીતાજી**—ત્યાગી શું તમે, કયાં જાઓ આ સમે

આપ વિણુ મુને અહીં કેમરે ગમે    સ્વામી૦
આ અબળા નારીને સ્વામી લ્યોને આપ સાથ;
વનમાં સાથે આવીશ હુંતો પ્યારા મમનાથ.    સ્વામી૦
લ્યોને લ્યોને પ્યારા સ્વામી તમ સંગે મહારાય;
ના કહેશો સ્વામી મુખથી, ઉઠેછે ઘણી લાય.    સ્વામી૦
રંક દાસીની દયા દીલમાં, ધારો સ્વામી નાથ;
વનમાં સાથે લ્યોને તમે જોડું બન્ને હાથ.    સ્વામી૦

(ધીમા ધીમા ચાલો.)

**સીતાજી**—સ્વામી સાથે લેશો શીરતાજરે;
છાયા દેહની આગળી આ કેમ થશે
પ્રાણુ ત્યાગ થશે, કહું આજરે    સ્વામી૦
મીન જળથી જુદું પડે, કહો બચી શકે કેમ
આગળા મુકો આ રથજો ઉતારો શું પ્રેમ
મને સાથે લ્યોને સ્વામી આ કહું ખરે,
નહીંતો દેહ તજીશ મમનાથ અરે
હાય વન મુગટ હૃદામાં હોળી બળે. કહું આજરે સ્વામી૦

(મને છોડીને ગયો મારો)

**સીતાજી**—મુકી જાવાની વાત સ્વામીજી વદોરે,
કેમ અસત (૨) થયો સુખકેરો બાણુ મારા પ્રાણ;
સાથે આવીશ સ્વામી આપનીરે.

**રામચંદ્ર**—સતી સીતઋષા ઉષ્ણતા વેઠો નહીંરે,
પાગે કંટક (૨) ખુંચે દુખ અપાર સતિ નાર;
આપો આગ્ના જાઉં વનમાંરે.

**સીતાજી**—હાથ જોડી અબળા આપને વીનવેરે;
સુખે દુખે (૨) રહું આપની સંગાથ, પ્યારા નાથ. સાથે૦
**રામચંદ્ર**—અવધપુરી થએ આવીશ હું પુરમાંરે,
માટે આજ્ઞા ( ૨ ) આપો સલુણી નાર......................
**સીતાજી**—...................................હૈયાહાર. સાથે૦

(ગીતી)

**રામચંદ્ર**—સુણને પ્યારી પ્રીયા, આજ્ઞા લેને ગુરૂની તુતો;
આજ્ઞા ગુરૂ આપે, તો લઇ જાઉં વન માંહી હું તો.

**(આશક બડા મેં તોરે)**

**સીતાજી**—જાને દાસી ગુરૂની પાસ (૨)
ગુરૂની પાસે આવો તેડીને ખાસ. જાને૦
**દાશી**—નિશ્ચિત થઇને બેસો બાઇ હે મનમાં,
સ્વામી સંગાથે જાવુંછે વનમાં. (સખી) જાને૦
જલ્દી ગુરૂને તેડી અહીં લાવું;
ફીકર કરો નહિ સત્વ રે આવું (બાઇ)
**સીતાજી**—જાને દાસી ગુરૂની પાસ.

**( પ્રીય પતી રહેજ્યો સત્ય )**

**સિતાજી**—પ્રીય પતી સાથે વન જાઉં
વન જાઉં, સુખી થાઉં. પ્રીય
આજ્ઞા આપો, ગુરૂ મારા થઇ મન મગ્ન;
સહેવાય નહિ દુખ આવું. પ્રીય.
**વશિષ્ટ**—રઘુપતિ કહું વાત હું, સીતાને લ્યો પાસ;
તમર આતના તે થયાં, સંગ લ્યો વનવાસ.

**રામચંદ્ર**—ગુરૂ મારા આજ્ઞા મને કરી છે જે આપે;
તે મમ શીર ઉઠાવું. પ્રીય.
હે પીતાશ્રી વનમાં જવા આજ્ઞા આપો.

**( બંધુ તું સુણને. )**

**દશરથ**—સુમંત તું અહીંઆ આવને રથ અહીંઆં લાવને;
જોડીને લઇ જા રામને ફેરવી વનમાં આવને;
**રામચંદ્ર**—શીદ દીલગીર થાઓ તાત, એ બાત છે ખરેખાત. સુમંત.
**દશરથ**—ઉપવન ફેરવી રામ, સીતા લક્ષ્મણ આ ઠામ;
તું લાવજે થોડા દિન માંહે વીર, નહિ રહે મુજને ધીર;
**સુમંત**—આપ આશીશ મમ શીરે ધરૂં.
**દશરથ**—હે લાડકડા મમ વીર..............................
**રામચંદ્ર**—.................................શીદ લાવો ચક્ષુ નીર
**દશરથ**—સુમંત તું અહીંઆં આવને રથ અહીં લાવને. સુમંત.

( ગીતી. )

**કેકૈ**—હે રામ તું સુણને, વનકુળ પહેરી વનમાંહી જાઓ;
અવધપુરી થકી થી, વળતી પાછા પુરમાંહી આવો.

**( સીતાજીના મહીના. )**

**રામચંદ્ર**—જઇએ છીએ વનવાસ પીતા મારા આ સમે,
આપો આજ્ઞા હે મમતાત, શીરે લઇને હમે;
સુખે રહેજયો તમે આ પુરે, દુખી થાશો નહીં;
વચન પાળવા માટરે, જઇએ હમે વનમાંહીં;
મમ બ્રાતને માતની આપ બરદાસ્ત તો રાખશો;

મન માંહી પીતાશ્રી તમે, નહિ દુખ દાખશો.

( સીતાજીના મહાના. )

દશરથ—મારી કુળ વધુ અતિ સુકુમાર મેં તમને દુખી કર્યાં,
મારા જીવતરને ધિક્કાર મુજ ચક્ષુથી દુર કર્યાં;
કેમ સહેશો વનનાં દુખ, તૃષા તપ સીતનું,
કરમાશે સુકોમળ મુખ અતિ કષ્ટ વનનું;
હે રામ લક્ષ્મણ બે બાળ તમને હું તો કહું,
તમ વીયોગથી હે ભ્રાત ઘણો દુખીયો થઉં;
મારો પાપી પ્રાણુ આવાર દુખ જોવાને રહ્યો;
રામ લક્ષ્મણુ જાએ વંન, કલેશ નવ જાય કહ્યો.

( કલ્યાણુ. )

પુરજનો—હે મહારાજ ધિરાજ ક્યાં વન વિશે સંચરો;
તમ વિયોગથી પ્રજાને દુખી ક્યાં કરો. હે મહારાજ૦
તમ દર્શનથી રાય હમારૂં, લોહી ચઢે ભરપૂર;
વિયોગ આ સંકટ સુણી ઘટયું શરીરનું નુર. હે મહારાજ૦
ધેનુ જેમ વાછરડા પ્રત્યે રાખે હેત અપાર;
તેવી રીતે રાય તમારો રહેછે હમપર પ્યાર. હે મહારાજ૦
ઉરમાં પ્યારા લાય ઉઠેછે, દેહનો થાશે ભંગ;
માટે પ્રભુ સાથે તેડો સદા રહીએ ઉમંગ. હે મહારાજ૦

( ભરથરી. )

રામચંદ્ર—ખુશી થઇ તમે સંચરો, સઘળા નીજ નીજ ધામજી,
અવધપુરી ચઔ આવશું, નક્કી આણે ઠામજી;
પ્યારી પ્રજા જાઓ પુરમાં.

ભાવ રાખોછો તેવો રાખશો, દુખી થાશો નવલેશજી,
હળીમળીને રહેજ્યો સહુ, કરશો નહીં કાંઇ ક્લેશજી. પ્યારી.
ઇશ ભજો શુદ્ધ ચીતથી, થાય દુખનો નાશજી,
નીતી પ્રમાણે સહુ વર્તજો, પ્રભુ કરે પૂરી આશજી. પ્યારી.

( રામગ્રી. )

દાસી—બાઈ મૂકીને ક્યાં જાઓછો, એકલી આ વાર,
ઘટે નહિં જાવું મુકીને, પ્રાણ જશે નીરધાર. બાઇ.
રાજ તજી જાઓ વનમાં કાળજે કંઇ કંઇ થાય,
નગરમાં રહેવાશે નહી, દીલમાં લાગે લાય. બાઇ.

સીતાજી—શોચ ન કર બેન તું વળી લખ્યા વિધિ જે અંક,
મિથ્યા કરી શકાતા નથી હોય રાજા કે રંક. શોચ.
પીતાનું વચન પાળવા, જાવું સ્વામીની સંગ,
માટે અવાશે નહીં બેની દુખ વેઠવા અંગ. શોચ.

---

## ગુહક આશ્રમ.

( ત્રીતાળી. )

ગુહક—કોણ છો ને કોના તમે તજ કહો તે સાંભળું હું મંન,
રામચંદ્ર—અવધપુરી દશરથ ભૂપાળ, તેમના હમે બન્ને બાળ;
ગુહક—શામાટે આવવું પડયું આમ, કહો તમારાં શાંછે નામ,
રામચંદ્ર—રામ લક્ષ્મણ બન્ને હમે, સીતાજી નામછે સુણો તમે;
અપરમાતુએ વચન દીધ, વનવાસ હમોને કીધ,
માટે પાર ઉતારો હે ભ્રાત, કહું તમને હું ખરેખર ખ્યાત.

( કેરબો. )

ગુહક—જાણી જાણી મેં વાત બધી હવે જાણીરે,
હવે જાણીરે બધી (૨) જાણી૦
વનમાં વિશ્વામિત્ર સાથે જતા હતા મહારાય,
પથ્થર રસ્તામાં પડીયોતો તેને દીધો પાય. જાણી૦
તે પથ્થરતો સ્ત્રી થઇ ઉભો થયો નીરધાર,
તે પરથી હું જાણું તમને ઉતારૂં નહિં પાર. જાણી૦
તમારા પાયમાં કંઇછે વહેમ પડે અપાર,
વહાણને પગ અડકાડો સ્ત્રી થાએ આવાર. જાણી૦
પહેલા આપના પગ પખાળું નર્મળ નીરે આધાર,
વળતી સુખેથી બીરાજો આ નાવ મોઝાર. જાણી૦
રામચંદ્ર—હે ગુહકરાજા તે પ્રમાણે કરી મને ગંગા ઉતારો,
હે વન રાજા વડનું દૂધ લાવો, હમારે જડાવ બાંધવો છે;
હે સુમંત બંધુ આપ અવધપુર પ્રત્યે જાઓ.

( ગુલાબી મધુ પાજો. )

સુમંત—આપની સાથે લ્યોને શીરતાજ,
મુકી જાશો નહીં મુને આજ. આપની૦
આવું પ્યારા આજરે, તમ સંગે હે નાથ;
નમી નમીને આજે કરૂં હું જોડી બન્ને હાથ. આપની૦
ઓચીંતુ આ શું વદોરે, પ્યારા હે મમ સ્વામ,
પીતા શ્રી કહે ઉપવનમાં ફેરવી આવજે રામ. આપની૦

( ઓધવજી સંદેશો. )

રામચંદ્ર—હે મમ બંધુ સુખે તમે પરવરો,

કરશો મનમાં ફીકર નહિ આપજો ( ૨ )
સુખેથી હવે જાઓ બંધુ ગાહરા,
મન તણા ટાળીનેરે સંતાપજો ( ૨ )　　　હે મમ૦
મમ માતને તાત ભ્રાત સર્વને,
કહેજ્યો રૂડા સુખના સમાચારજો ( ૨ )
શોક તજીને બંધુ મારા આજરે
અશ્રુ લાવો નહી ચક્ષુ મોઝારજો ( ૨ )　　　હે મમ૦
રાજ્યની નીતી ભ્રાત માત તાતને,
સાચવશો હે બંધુ મારા આપજો ( ૨ )
મમ તાતને ધીરજ ઘણી આપશો,
જેથી કરી કરે નહિં એ સંતાપજો ( ૨ )　　　હે મમ૦

( પડદો )

## ( લલીત. )

**સુમંત**—અરેરે હે પ્રભુ, આતે શું કર્યું; વન વોશે ગયા, ધૈર્ય શે ધરૂં.
મુજ અભાગીને, મુકીને ગયા; અરરર હે પ્રભુ, નાવીશું દયા.
નયના વિશે, શું મુખ લઇ જવું; આપ વીયોગથી, દુખી બહુ થવું.
પિતા પુછશે, જે વખતરે મુને, વનમાં મુકતા નાવી દયા તુને.
તે વખતમાં, જીવરે જશે; હાય પ્રભુ હવે, શી ગતિ થશે.
પાપી પ્રાણતું, કેમ નથી જતો; વિયોગ શું થશે, હું જાણતો નતો.

## ( ગયો ક્યાં તજી મને દીલજાન. )

**દશરથ**—ગયો ક્યાં તજી મને હે રામ,
સુખે જપુંછું તુજ નામ.　　　ગયો૦
સુમંત બંધુ મુકી તું આવ્યો કઇ દિશાએ રામ,

કેમ પાછો લાવ્યો નહિ તું રહ્યા કીયે ધામ. ગયો૦
હું અંધાની લાકડીરે, લીધી ફોડયાં લોચન,
રાહ જોઇ હું બેસી રહ્યોછું, કેમ મુકયા તેં વન. ગયો૦
શી બીના બની ત્યાંહારે, સત્વર કહે તું આવાર,
મમ નેત્ર રામ લક્ષ્મણ બેને ત્રીજી જન કકુમાર. ગયો૦

( ભરથરી. )

સુમંત—શ્રંગવલ્લ સુધી હું ગયો, જ્યાંછે ગુહકનો વાસજી
નદી ઉતરી પેલે તટ ગયા, ચિત્રકોટની પાસજી;
સર્વ વૃતાંત કહું આપને.
રામ રજા મુને આપીને, વળતી બોલ્યા આપેરજી,
માત ત્રણે તાત સર્વેની સેવા કરજે જઇ ઘેરજી. સર્વે૦
કાલા વાલા ઘણા મેં કીધા, તેમને માન્યુ ન લેશજી,
વળતી પોતે એમ બોલીયા, વીરા નવ કર કલેશજી. સર્વ.
પીતાનું વચન મારે પાળવું, માટે નીકળ્યો વન માંયજી;
સ્વીકાર કદી જો હું નહી કરૂં ક્ષત્રી ધર્મ લોપાયજી. સર્વ.
સર્વ વાત કરગરી કહી, આપે કહીતી તે પેરજી;
પછી વિશ્વાસ દીધો મુજને, સુખે જા ભાઇ ઘેરજી. સર્વ.
નગ્રમાં જઇ ભાઇ સર્વને કહેજ્યે સઘળી પેરજી;
ચૌદ વર્ષ વન ભોગવી રામ આવશે ઘેરજી. સર્વ.

રામ રામ રામ કહેતાં દશરથ રાજા સ્વર્ગવાસી થયા.

( પડદો. )

સુમંત—હે મુનીરાજ હવે ગાદી કોને સોંપવી તે મુજને બતાવો.

હે સુમંત તું ભરત શત્રુઘ્નને તેમના મોસાળેથી સત્વર તેડી

આવને એ આવી રાજ્યગાદી સંભાળે ત્યાં સુધી રાજાના શબને તેલમાં તળી કસ્તુરી આદીથી લેપન કરી કોહી ન જાય માટે રાખી મુકી હું રાજ્યગાદી સંભાળીશને તમે સત્વરે તેડવા જાઓ.

( પડદો. )

ભરત રાત્રે સુઇ રહેલો તેમાં સ્વપ્નું થયું તે પ્રાતઃસ્કાળમાં ઉઠી પોતાના મામાને કહી ત્યાંથી અવધપુર આવવા વિચાર કરવા માંડયો સંગ્રામજીતને સ્વપ્નાની હકિકત કહી સંભળાવે છે.

---

## ( અંક ૫ પાંચમો. )

### ( કલ્યાણ. )

સુત્રધાર—શ્રી જગતગુરૂ વિનંતિ હું કરૂં.
રામલીલા ભજાવવાને ધ્યાન હું ધરૂં;
આ શુભકાર્ય આરંભે સમરૂં વિઘ્ન દૂર સૌ થાય;
તે કારણ હું પ્રથમ પ્રેમથી લાગુ તમને પાય. શ્રીજગ.
મુજ મનમાં તુજ ગુણ ગાવાની રહે છે હરનીશ આશ;
સહાય થશો તે માટે શીવસુત, સુખદાતા અવિનાશ. શ્રી.
રીધસીધ સુધબુધ દાતા દેવા ગૌરીનંદ ગણેશ;
શરણાંગતને સંભાળો, દુંદાળા દેવ દિનેશ. શ્રીજગ.
ગજાનન ગણુપતિ ગુણવંતા, ગણી ઇશ્વર સૌ બાળ;
સન્મતિ દેજો નાથ તમે દીનબંધુ દેવદયાળ. શ્રીજગ.

વિદુષક પહેલા અંકને અનુસરીને.

## ( મને મુકીને ગયોછે મારો. )

**ભરત**—સુણો સ્વપ્નું થયું મામા મુજનેરે,
જાણે તજ્યો ( ૨ ) મમપીતાએ ધાગ ગયારામ;
લક્ષ્મણ સીતાજી વનમાંરે,
આવ્યો તેડવાને જાણે સુમંત માહરોરે;
તેડી ગયો ( ૨ ) બન્ને ભ્રાત અવધપુર ગયુંતુર. લક્ષ્મણ.

**સંગ્રામજીત**—સુણ કહુંછું હું ભાણા બાઇ તુજનેરે,
સ્વપ્નું સાચું ( ૨ ) કદી ન હોય ભ્રાત સુણવાત;
માટે ધીરજ નવ હારશોરે,
સ્વપ્ના માંહી રંકરાય બની જાયછેરે.
રાજા હોય તે (૨) દરીદ્ર થઇ પીડાય મારા યાર. માટે૦

### આશાગોડી.

**ભરત**—માન શુકન મને થાયે મામા મારા (૨)
માન શુકનથી મામા મારૂં, મન અતિ અકળાયે. મામા૦
ડાબુ અંગ ફરકેછે આ મારૂં, દીલમાં કંઇકંઇ થાયે. મામા૦
કાગ તેતરને પક્ષીઓ બોલે, હૃદય ફાટી જાયે. મામા૦
માન શુકન તો થાયરે મામા, સાંભળી ધ્રુજે પાગે. મામા૦

### પંજાબીઠેકો.

**સંગ્રામજીત**—હે દશરથના તન મન ધીર રાખો તમેરે,
શું શુકનથી તમે ડરોરે, વિચાર એવા નવ કરોરે;
શું હીંમત હારી જાઓ, કેમ ચીંતાતુર થાઓ,
નહી અકળાઓ આવું સાચ તારીરે. હે દશરથ૦

અઘોર વનની ઝાડીરે, ફરે જનાવર દહાડીરે,
તે શુકનથી શું થાયે, હીંમત કેમ હારી જાયે;
મોકલીયોછે મહારાયે સુમંત આજ્ઞા વળીરે. હે દશરથ૦

લાવણી.

ભરત—હે સુમંત બંધુ વાત કહું હું તુજને,
આ શુકન ખોટા થાય અરે ભાઇ મુજને,
શું મારે વિયોગ રામચંદ્રનો થશે,
આ કપોત પક્ષી બોલી રહ્યો કેમ શીશે,
આ શુકનથી હું નીશ્ચે એમ પ્રમાણું,
ઘેર કાંઇ વિઘન હશે, એમ હું જાણું.

લાવણી.

ભરત—ગુરૂજીરે, પુછુંછું હું તમને, ઉત્તર આપોને હમને,
સત્યથી રે બોલો તમે મહારાજ, કેમ દીલગીર દીસો આજ,
એવું પડયું શું આ દુખરે, કેમ કરમાયુંછે સુખરે,
કે શું નહિ શરીરે સુખરે,
પ્યારા ગુરૂરે, કહો સાંભળું મન, કેમ દીસે અયોધ્યા વન,
વષિષ્ટ—સુણો ભાઇરે, માતુ તમારી જેહ, લીધાં વચન માગી તેહ,
વચન પાળવાને રામરે, છોડયો અવધપુરનો ઠામરે,
વિયોગે નૃપ થયા સ્વધામરે;
તેડવાને રે, મોકલ્યો સુમંત ભ્રાત, રાજ્ય ગાદીએ બેસવા માટ.
ભરત—કેમ દિસોછો ઉદાસી હે માતુ મારી (૨)
અવધની શોભા ઝાંખી થઇછે;
તમ દશા દીસે આશી. હે માતુ૦

મમ પીતાને ભ્રાતજી ક્યાં છે;
કેમ પ્રસરી છે ઉદાસી. હે માતુ૦
તર્ક વિતર્ક અનેક ઉઠેછે;
કારણ કહોને તપાસી. હે માતુ૦

## રામગ્રી.

**કૌશલ્યા**—કુંવર કહુંરે કોડામણા........................
**ભરત**........................ઝટ કહે મને હાય.
આજ રડો કેમ માતજી, ઉર જોઇ ઉભરાય. કુંવર૦
આમ કરેછે બા કેમ તું, કહેને સત્યરે વાત,
**કૌશલ્યા**—બંધુ વિયોગે પાછા થયા પુત્ર તારારે તાત. કુંવર૦
તારી માતા કૈકૈ તેણે, વચન માગી લીધ,
તેમાં ગાદી તને આપીને. રાંમને વન કીધ. કુંવર૦

## લલીત.

**ભરત**—અરર ઇશરે, શું હવે કરૂં, બંધુતો ગયા, ધૈર્ય શે ધરૂં.
તમ લઘુ બંધુ રૂદન કરે, નવ દેખીને શોચતો ધરે;
મેં અભાગીએ, ગુન્હા શા કર્યા, મારે લીધે ભ્રાત વન વિચર્યા,
શું હવે કરૂં હાય ઇશરે, જઇ માતુનું કાપું શીશરે.
**ભરત**—માતુ તને કહું આજ નાવી તુને કંઇ લાજ,
તુજ મુરખ કોટી ધિક્કાર (૨)
ધિક્કાર ફિટકાર તને મારી નાંખું ઠાર. તુજ૦
જનેતા કહેવાયે માટે તને નહીં મારૂં મારૂં,
મુખ તારૂં લાગે હવે મને ઘણું ખારૂં ખારૂં;
મારૂં તુને ઠાર, કરૂં પાર, મારી માર. તુજ૦

રામ વિના નવ રહું ક્ષણું, વનફુળ પહેરી અંગં
લક્ષ્મણુ સીતા રામજી ગયા જાણી તે સંગ,
લાવું સીતાને આવાર, સુમીત્રી રામ નીરખાર;
તુને કરૂં ફીટકાર. તુજ૦

**શત્રુઘ્ન**—ધિક દુષ્ટ તેં આ શું કીધું બંધુને કાઢયો વનવાસ,
પણ ખરે નક્કી આ વખતે મારો નાંખું ઠાર;
મારી ઠાર કરૂં પાર, મારી માર, માર, માર, ધિક૦

**( ડરમાં તું દીલસાથ. )**

**મંથરા**—કર માં તું તીરસ્કાર છોકરા (૨)
તને અતિ કર્યા ઉપકાર. છોકરા.
નીતી વલોવી સાર નીચોવી,
આપી મેં બુદ્ધી સારી તુજ સાર;
ત્યારે આ કામ થયું સુણુ તારૂં,
નહીંતર થાત શું રાજ આ તારૂં;
જરા કરકર કાંઇ વીચાર. છોકરા.

**ભરત**—તારૂંજ છે આ કામ પાપીણી (૨)
તને કરવી ઘટે છે ઠામ. પાપીણી૦
મમ માતુને બુદ્ધી નઠારી,
તેંજ આપી ઊંધું સમજાવી;
નહીં તો આવું બનેજ કાં ભારી,
ઘટે જરૂર શીક્ષા તને થાવી;
તને પહોંચાડું યમ ધામ. પાપીણી૦

**મંથરા**—કરૂં નહી તીરસ્કાર ભ્રાતનું (૨)

મેંતો અતી કર્યો ઊપકાર—ભ્રાત૦
વેણુ માને નહીંતું વળી મારૂં,
આપી બુદ્ધી મે ભ્રાત તું સારૂ;
ત્યારે આ કાર્ય થયું સુણુ તારૂં,
નહીંતર રાજ્ય ન થાતજ તારૂં;
માટે કર તું વીચાર—ભ્રાત૦

શત્રુઘ્ન—દુષ્ટ કર્યું તેં કામ પાપીણી (૨)
ખાઇ નીમક કર્યું તે હરામ. પાપીણી૦
બુદ્ધી મારી માતાને નઠારી,
આપી દાસી તે ઊંધું સમજાવી;
નહીંતર આવું બને નહીં ભારી,
વેણુ લાગે તારાં આ દુખકારી;
પહોંચાડું યમને ધામ. પાપીણી૦

**( થાઓ ઉદાસ પીતા. )**

ભરત—હે શત્રુઘ્ન બંધુ મારા, સુણુ વાતરે. હે શત્રુઘ્ન૦
દુષ્ટ પાપીણી આ દાશી ઊભી,
તેનો નક્કી એ વિચાર (૨) (સુણુ.) હે શત્રુઘ્ન૦
માટે તેને બંધુ રે આપણે,
મારવો ઘટે છે માર (સુણુ.) હે શત્રુઘ્ન૦

ભરત—દશા આ શી થઇ મારી, કરમની છે ગતિ ન્યારી,
ચારે બંધુએ મળી, રમતા આરે ઠામ;
તેમાં લક્ષ્મણ બંધુને, વડીલ બંધુ મમ રામ,
ગયા છે વંનમાં ભારી. કરમ૦

ખાંધવ મૂકી મુજને ક્યાં ગયા છો આપ,
દેખુ નહિં હું આપને, પામું ઘણો સંતાપ;
આવો બંધુ આપ, આવારી. કરમ૦
હે બંધુ તમવિણુ આ, ભરત ન બેસે રાજ,
પીતા ગયા સુર લોકમાં, હે મારા શીરતાજ;
દુઃખ પામું હું બંધુ ભારી. કરમ૦

ગીતી.

વષિષ્ઠ—સુણો હે ભરત ભાઇ, રાજ્યની ગાદી સુની આ સમયે,
માટે તમને કહું છું, ગાદી બેસી રાજ ચલાવો તમે;

હે ભરત ભાઇ રાજ્યગાદી સુની છે માટે રાજ્યગાદી ઉપર બેસી રાજ્ય વહેવાર ચલાવો.

( આહ. )

ભરત—ગુરૂ કરો નહિ મુનેરે, એ ગાદી કેરી વાત;
કદીકાળે આ ગાદી કેરૂં, પીઉં નહી હું નીર;
જો ગાદીએ બેસું હુંતો હત્યા મારે શીરરે. એ ગાદી.
ગુરૂ ચાલો રામની પાસે, ગયાં ત્રણે જે ઠાર;
જાવું મારે ત્યાં હવે નક્કી એજ વિચારરે. એ ગાદી.
બંધુ થયું શું તાહરૂં સુઝે નહિ મને મેંન;
મુજ અભાગીને તજી પીતા વચને ગયા વનરે. એ ગાદી.

( ગીતી. )

વષીષ્ટ—સુમંત પ્રધાન ચાલો, મળવા રામલક્ષ્મણને જઇએ;
આવવું હોય જેને, તેને કહો તૈયારતો થઇએ.

( લાવણી. )

ભરત—ગુરૂ મારારે વાત કહું હું તમને, ઉત્તર આપોને હમને

નમુ પાયેરે હે મમ શીરતાજ, ઉતર આપો હે મહારાજ.
મુજ માતાપર આજરે, કલંક આવ્યું શું રૂષીરાજરે;
કહોને મને હે મહારાજરે,
તે સરવેરે વાત પુછું હું તમને. — ઉત્તર.

**વષિષ્ટ**—કેકૈના કલંકની વાત કહી.

**ભરત**—બંધુ મુકી સિધાવ્યારે નિર્ભાગી ગણીને મને;
ક્યારે ફરી મળીશરે, અરે બંધુ ક્યાં તમને;
કેકૈ કેરા તંન હું જાણી તજ્યા છે આજ;
સત્ય વચનને કારણે તજી ગયા આ રાજ;
વિના પ્રીયભ્રાત હે પ્યારા............આ મારા.
બળે દિલ માંહી અંગારા............થયા ન્યારા. બંધુ.

(મારું લગાડોતો.)

**ગુહક**—થાઓ થાઓને સરદારો તૈયારતો થાઓરે;
તૈયારતો થાઓ તમે. (૨) થાઓ.
રામ લક્ષ્મણ બન્ને ભ્રાત ગયા છે વનમાંહીરે;
તેમને મારવા માટે દુષ્ટો જાએ તહીંરે. થાઓ.
કોઈ લ્યો ભાલા બરછીરે, સૌ ચાલો મન હરખીરે;
લ્યો કટારને તલવાર, બંદુક તે કમરસાર;
તીર કામઠાં તૈયાર કરી ચાલો હણવારે. થાઓ.

(ક્ષત્રીકલંક.)

**શત્રુઘ્ન**—સુણો બંધુ તમેતો આજ એ દુષ્ટને હું ઠાર મારૂંરે;
મને આજ્ઞા આપો મહારાજ. એ દુષ્ટને.
આવા શોકમાં સામો થાય, એને જોઈ ઉઠે મને લાય;

માટે આજ્ઞા આપો આવાર. એ દુષ્ટને.
કરૂં નાશ તેનો નીરધાર. એ દુષ્ટને.

(હજારો મેરે કાનકે મોતી.)

સુમંત—સુણીરે ભાઇ મારી તમે વાત,
વન રાજાછે એ તમે જાણો;
રામદાસ સાક્ષાત. સુણોરે.
માટે મારો નહીં તેહને,
પુછીએ જઇ એને વાત. સુણોરે.
ભરત—હે ભાઇ તું કોણ છે કહેને;
ઓળખીએ ખરેખાત. સુણોરે.

(કેરબો.)

ગુહક—સુણો સુણોભાઇ મારા તમને વાત કહુંરે;
તમને વાત કહુંરે. (૨) સુણો.
ગંગા તટ ઉપર ભાઇ મારો છે મુકામ;
રાજા વનનો કહે છે મુને ગુહક મારૂં નામ. સુણો.
અહીં થઇને રામચંદ્રજી ગયાછે વન મહીં,
પાર ઉતારતાં પહેલાં મેં તો સેવા કીધી અહીં. સુણો૦

ગીતી.

રહેશો સર્વ અત્રે, આજનો દીવસ અહીંઆં ગુજારો,
ધન્ય ભાગરે મારાં ધન્ય ગણું હું દીન આજ મારો.

ક્ષત્રીકલંક.

લક્ષ્મણ—સુણો સુણો બંધુ આવાર, સૈન્ય લઇને સામો આવેરે;
મને રજા આપો નીરધાર. સૈન્ય લઇ૦

અત્રે આવી રહ્યા વન માંય, જોઇ દીલે ઉઠેછે લાય,
આજ્ઞા કરો મને હે ભ્રાત, નક્કી કરૂં જઇને ઘાત,
મારૂં તેને નક્કી હું ઠાર, સૈન્ય લઇ૦
મને આજ્ઞા આપો આ વાર. સૈન્ય લઇ૦

ગજલ.

રામચંદ્ર—શાંત થાઓ શાંત થાઓ શાંત થાઓ ભ્રાત;
ક્રોધ નવ કરો તમે, કહુંછું સાચી વાત. કહુંછું૦
દુષ્ટ નથી કોઇ આપણો, એ લઘુ ભ્રાત;
ભરતને શત્રુઘ્ન બન્ને, આવેછે સાક્ષાત. આવેછે.

કલ્યાણ.

ભરત—કહું પ્રભુ હવે પધારોને આવાર,
પુરે આવી પ્રજાને પાળોને નીરધાર;
કામ પુરૂં કરો તમ દાસનું, વિનંતિ ધરશો આજ,
કલંક શીરે આવ્યું મારે, ઉતારો મહારાજ. કહું પ્રભુ૦
હું અપરાધી આપનો માટે રાખો શર્ણે નાથ,
દીનદયાળા સ્વામી ઝાલો દીનદાસનો હાથ. કહું પ્રભુ૦
છો દયાળુ નિર્મળ પોતે, અજીત બોધ અગાધ,
ચાલો સાથે પ્યારા પુરમાં, ક્ષમા કરી અપરાધ. કહું પ્રભુ૦

૨ માઢ.

રામચંદ્ર—હે આવ્યો વનમાં આજરે, હું સત્યતાને કાજ,
વચન કીધાં જેટલાં તેં, બંધુ માન્યાં સત્ય.
આપણા કુળની રીત, તમે જાણોછો અગત્યરે. હું સત્ય.
તે માટે નહિ ભંગ થાએ તાત કેરૂં વચન;

કલંક લાગે કુળમાં પુરવજ નરકે પતંન રે.　　હું સત્ય૦
પીતાનું પણ રાખવા, નીકળ્યો વન મોઝાર;
વચન કારણે પીતાશ્રીએ, પ્રાણ તજ્યા નીરધારરે　હું સત્ય૦

પંજાબી ઠેકો.

**ભરત**—બંધુ સેવકની વાત સુણો દયા કરીરે,
દુષ્ટ કૈકૈ કેરા તનરે, સ્વામી મારા લીધે વનરે;
ધીક ધીક મુજ　માત.................................
**રામચંદ્ર**—.......................બંધુ તું સુણને વાત,
ગાદીએ બેસો આગ્ના મારી શીરે ધરીરે.　　બંધુ૦
**ભરત**—તમ વીણ નગ્રમાં જાઊંરે, તો માતુ ગમની થાઊંરે,
સીતા લક્ષ્મણને આપ, ચાલી ટાળો સંતાપ;
સેવક વિનતી કરે દીલે ધરો જરીરે.　　બંધુ૦

લાવણી.

**રામચંદ્ર**—બંધુ થાએ નહી (૨) અઘટીત કર્મ અસત્ય,
એક બાણ પત્નીવ્રતને એક વચન મુજ સત્ય;
કદી મેરૂ ચળે (૨) પશ્ચિમ ઉગે જો સુર,
પૃથ્વી અવળી થાય વરસે ચંદ્ર અગ્ની નુર;
હું આવું નહિ (૨) એ થાય કદી પરમાણ,
વચન ભંગ થાએ નહિ," સુણ સાચે સાચી વાણ;
માટે જાઓ ભાઇ (૨) અવધપુર મોઝાર;
રૂડી રીતે પાળજ્યો, સૌ પ્રજાને પરિવાર.

**રામચંદ્ર**—હે મુની મહારાજ હવે સંધ્યા વખત થયો છે માટે ચાલો જઇએ.

વાલ્મીક—હે વશીષ્ટ રૂપિ હું યજ્ઞ માટે સામગ્રી લેવા જાઊછું.

( ગીતી )

ભરત—હે અગ્નિ માતુશ્રી લેજે ભોગ આવ્યો તુજ પાસ;
જ્યાં હું જન્મ પામું, ત્યાં હું થાઉં રઘુવીરનોદાસ.

( ત્રીતાળી )

વાલ્મીક—સુણુ ભક્ત શીરોમણી ભર્થ, એવો લાવીશ નહિ મન અર્થ.
તારી વિશ્વમાં રૂડી ખ્યાત, નથી કહેતું કો ભુંડી વાત.
સાક્ષાત શ્રી હરિ એ રામ, અવતર્યા કરવા દેવનું કામ.
ભૂમી તણો ઉતારવા ભાર, અસુર તણો કરવા સંહાર.
રાવણ મારીને આવશે ઘેર, સુખ પામશો ત્યારે બહુપેર.

રામચંદ્ર—હે લક્ષ્મણવિરા ભરથ ભાઇ ક્યાં ગયો છે.

( એટલામાં રૂપી આવી )

( ગીતી )

વાલ્મીક—અગ્નિમાં હોમાવા, ગયા ભરતજી સુણો આપ કર્ણ;
જો ન હોત હું પાસે, તો નક્કી તે પામતરે મર્ણ.

( દક્ષણી લાવણી )

રામચંદ્ર—ભરત ભાઇરે, શોકાતુર ન થાવુંરે,
પીતા વચન, ધરીને મન, આવીઓ વંન;
જાયે તંન, પણ પાછો ન આવુંરે. ભરત૦
ડાહ્યા છો ઘણા તમને શું કહીએરે,
મારી વાત, ખરેખાત, માની ભ્રાત;
લઇગાત, વડીલ આજ્ઞામાં રહીયેરે. ભરત૦

( ત્રીતાળી. )

ભરત—શીરછત્ર અરે મહારાજ, સાથે હો ગને સેવા કાજ.

રામચંદ્ર—એમ થાય નહિ મારાવીર, આજ્ઞા પાળી મારી મતિધીર.

ચૌદવર્ષ પુરાંરે પાવન, તેથી અધીક ચૌદરેદંન;

પંદરમા દિવસ મધ્યાન, હું મળીશ દઇ તને માન.

સાચી અવધ કરૂછું અહીં, ત્યારે આવીશ હું પુરમહી.

( ભરથરી. )

રામચંદ્ર—ગુરૂજી પધારોને પુરવિષે, તેડી સરવે સાથજી,

સર્વ રાજ્ય પ્રજા બંધુને, પાળજ્યો હે મગ નાથજી

પધારો પુરમાં હે ગુરૂજી.

તમારે ભરૂસે ભરત શત્રુઘ્ન, રાખો મુસ્તકે હાથજી,

ઘટે તેવી શીખામણ દેજો, સમરથ છો મુની નાથજી. પધારો.

તમે હમારા પીતા સમ છત્ર મુગટમણિ જાણુજી,

ગુરૂ પીતામાં ભેદ નહિ, કહે વેદ પુરાણુજી. પધારો.

વષિષ્ઠ—હે મમ બંધુ રામજી, થાશે સહુ રૂડાં કાજજી;

પણ પતિજ્ઞા ભરતે કરી બેસશે નહી રાજજી;

સુણી પ્રભુ મારી વાતરે.

ભરત—નંદીગ્રામ પાસે તપ કરૂં, મૂકી માયા જંજાળજી,

અવધ વીતે આવશે નહી પ્રાણ તજું તત્કાળજી;

જઇશ હવે હું તો વનમાં.

( પાચ્યો પાચ્યો. )

રામચંદ્ર—શાને ( ૩ ) મુઝાઓ ભ્રાતરે, કહું આપને ખરેખરી વાત.

પંકજસમ મુખ કરમાણું તારૂં, અંતર અતિ અકળાયે મારૂં,

પુરીથયે ( ૩ ) અવશ્ય આવશુ વર મિથ્યાકરૂ નહિ તાત. શાને૦
પાદુકાઓ ગાદીએ સ્થાપો, રાજ્ય ચલાવી દુખજ કાપો;
જાઓ ( ૩ ) બંધુ સુમંતરે શોચ્ય કરશો નહિ હે ભ્રાત. શાને૦

(સીતાજીના મહીના.)

**સુમંત**—મારા પ્રાણજીવંન હે રામ, મારા પર દયા કરો,
મુજ ગરીબની વિનતિ આજ શ્રવણે તમે ધરો;
આ ભરત શત્રુઘ્ન બે ભ્રાત ઘણું તમને કરગરે,
દયા લાવો હે દીનાનાથ, આપ વિયોગથી મરે;
આપ વિયોગથી હે રામ પીતા ગયા સ્વર્ગમાં,
ઘણું દુખ થયું છે આજ સજનોના વર્ગમાં;

( રામશ્રી. )

**રામચંદ્ર**—રાજ્ય ચલાવો રૂડી પેરે, પીતાના જેવી રીત:
ન્યાયે કરીને વર્તજો, નવ કરશો વીપરીત,
સુણો સુમંત શત્રુઘ્નજી.
દૈવે આપી ઘણી સંપત્તી, તેનું કરવું નહિ માન;
જગત સહુ એક આતમજો, પુર્ણ દ્રષ્ટી સમાન. સુણો૦
પરનું ભુંડું જો ચીતવશો, પામો દુખ અપાર,
પ્રજા પાળજ્યો રૂડી રીતે, ચલાવજો વ્યહવાર. સુણો૦

( ભરથરી. )

**રામચંદ્ર**—માતુશ્રી મંદીર પધારોને રાખી ધીરજ મંનજી,
શીતળ જળ ફળ અહીં ખાવાં કરવું ભૂમી સયંનજી. માતુ.
**કૌશલ્યા**—હે મમ પુત્ર શું કહું, હાય તુજને હે રામજી,
સર્વે વિધીયે અવળું કર્યું, બગાડયું બધું કામજી;

સુખી રહેજ્યો તમે રામજી.

**રામચંદ્ર**—ચૌદ વર્ષ વીતે આવશું, કરશો ચીંતા ન મારીજી;
સર્વ ઠેકાણે જય પામીશું, આશીશ ફળશે તમારીજી. માતુ.

**કૌશલ્યા**—હમારી સંભાળ લેજ્યો તમે, રઘુકુળના દીપજી;
ત્રણે વીખુટાં થશો નહીં, રહેજ્યો સદા સમીપજી. સુખી.

**રામચંદ્ર**—આપના પુન્યે કરી માતા, કુશળ થશે સહુ કાજજી;
ગુરૂ સુમંત શત્રુઘ્ન તો ચલાવશે શુભ રાજજી. માતુ.

**કૌશલ્યા**—અરે બાપ બાળપણમાં દૈવે દીધો વનવાસજી;
મારી મીઠી કયારે મળશું, કયારે બેશસું પાસજી. સુખી.

## ( ત્રીતાળી. )

**બ્રાહ્મણો**—સુણો રામ જાઓ બીજે વંન, હમારાં ઘર થાય પતંન,
ખર દુખર ત્રિશિરા જેહ, નારી સારી દેખી આવે તેહ;
માટે જાઓ નમી કહીએ ઇશ, નહિતો જઇએ હમે દુર દેશ.
હમો હરત જોડી કહીએ તમને, ઘણું દુખ દેશે તેઓ હમને.

## ( મહી નથી લેવું રે. )

**વાલ્મીક**—વિપ્ર આ શું બોલોરે, વિચારો જરીરે (૩)
પ્રભુ આવ્યા તેથી, રાક્ષસે સતાવ્યારે (૨)
શું બોલો વચનરે. વિચારો૦

**રામચંદ્ર**—ભાર ઉતારવા દુષ્ટોને મારવારે (૨)
આવ્યો ઉર્વી માંહીરે................

**વાલ્મીક**—.....................વિચારો જરીરે,

**રામચંદ્ર**—બ્રહ્મ સુત જાઓને,..દુખી નહિ થાઓરે (૨)

**વાલ્મીક**—સમજો બ્રહ્મ કુમારરે. વિચારો૦

( સુંદીર શામળીયા. )

**રામચંદ્ર**—ગુરૂ મારારે આજ્ઞા આપો હમને,
કહું હું પ્રભુજીરે, નહિં જાવા દેઊં તમને;
વન ગાંઢી કામછે ભારે, હણુવાછે રાક્ષસ મારે,
રજા આપો અત્યારે. ગુરૂ૦
ત્રણુ જણાં રહેજ્યો સાથે, કોઇ દીન પધારશો નાથે,
ધરૂં વચન મમ માથે. ગુરૂ૦

( માઢ. )

**વાલ્મીક**—પ્રભુ મારા વહેલા આવજોરે,
મારો પાવન કરશો મુકામ. પ્રભુ૦
વહેલા આવજો સુખી થાજો, ત્રણુ જણુ સંગાથ,
પર્ણકુટી મમ પાવન કરશો, વહેલા પધારી નાથ (૨) પ્રભુ૦
જે કાર્યે હું નીકળ્યો તે, પુર્ણ કરવું મુન્ય,
આપ ગયેથી અત્રે મુને, લાગશે સર્વ શુન્ય (૨) પ્રભુ૦
**લક્ષ્મણ**—ભાઇ રાક્ષસ આવ્યો, મારૂં તેને અતિ હું માર;
આપણો વેરી દીસે, આપો આજ્ઞા મુને આવાર.

( ત્રીતાળી. )

**જટાયુ**—મને મારો શું કરવા રાય, મેં નથી કર્યો કાંઇ અન્યાય;
આપ કોણુ અને શું નામ, કોણુ જાત વસો કોણુ ઠામ;
**લક્ષ્મણ**—અયોધ્યા પુરી તે મમ ગામ, રામ લક્ષ્મણ છે હમ નામ;
દશરથ તંન છીએ હમો, કોણછો ભાઇ કહેશો તમો;
**જટાયુ**—અરૂણ પુત્ર હું છું બળવાન, જટાયુ એવું છે મમ નામ;
દશરથ મારે બંધુ પ્રેમ, તેમની કહો કુશળખેમ.

જટાયુએ પંચવટી બતાવી ત્યાં આવી પંચવટીમાં રહેવા વિચાર કરે છે.

( થાઓ ઉદાશ. )

**રામ**—કેવું રમ્ય મનોહર ઠામ,
આનંદ આપેરે. કેવું.
અમીત મનને સુખો મળે છે;
આવે હૃદયમાં હામ ( પ્યારા બંધુ ) ( ૨ ) આનંદ. કેવું.
કેવી વૃક્ષોપર વેલી ચઢીને;
જુઓને ઝુકે શું જામ ( સીતા તમે ) ( ૨ ) આનંદ. કેવું.
**સીતાજી**—મધુર ધીમો વાય છે વાયુ;
આપે છે ઊરે આરામ ( પ્રાણપતિ ) ( ૨ ) આનંદ. કેવું.
**લક્ષ્મણ**—મન પ્રસન્ન મકાનજ સારૂ,
કરવો ઘટે છે મુકામ;
**રામ**—હાહા અહીં કરવો ઘટે છે મુકામ. આનંદ. કેવું.

( પંચવટીમાં રહ્યા. )

( ગીતી. )

**શંબર**—તપ કરવા હું બેસું, કાળશત્રુ શિવ પ્રસન્ન થઇ આપે;
કરૂં દેવોનો નાશ, સકળ કામ થાય શિવના પરતાપે.

( લક્ષ્મણે વાંસનું બોથું જાણી શંબર માર્યો. )

( ત્રીતાળી. )

**લક્ષ્મણ**—જેષ્ટ બંધુ સુણો મારી વાત, કોઇ રૂપીની કીધી મેં ઘાત;
**રામચંદ્ર**—ભાણેજ રાવણનો એ ઠામ, તપ કરતો શંબર તેનું નામ.
પુત્ર સુર્પનખાનો તે જાણ, તેને માર્યો તમે નીરવાણ

માટે સાવધ રહેવું ભાઇ, નક્કી અસુર કરશે લડાઇ.

( ગીતી. )

સુર્પનખા—અઘોર સ્વપ્નું આવ્યું, થયો નિશ્ચે મમ સુત નાશ;
ખોળ મારેતો કરવી, ચાલને જાઉં શંબરની પાસ.

( ક્ષત્રીકલંક. )

જેણે પુત્રનો કર્યો છે નાશ, તેને તો શોધી જલ્દી મારૂંરે.
ચાલ ઝટ જાઉં તેની પાસ. તેને.
દુતે ખોટું કર્યું છે આ કાજ. તેને.
મારૂં ત્યારે ઓલાય મમ દાઝ. તેને.
કાંઇ કપટ કરૂ આવાર. તેને.
બનું સુંદીર નાની હું નાર. તેને.
કરૂ લગ્ન તેની સાથે આજ. તેને.
પછી સાધીશ મારૂં કાજ. તેને.

( સુંદીર સ્ત્રી થઇ લક્ષ્મણજી પાસે ગઇ. )

સુર્પનખા—પ્યારાજી કહો દેશ કયો વેશ ખુબ ન્યારો,
વેશ ખુબ ન્યારો દીશેછે ડોળ પ્યારો. પ્યારાજી.
મોહીત થઇ જોઇ સુરતી તમારી ( ૨ )
કામાગ્નિથી તો ઉગારો. પ્યારાજી.
પાણી ગ્રહણ કરો પ્યારા પીયુજી ( ૨ )

લક્ષ્મણ—મૂકીદો ખોટા વિચારો.

સુર્પનખા—પ્યારાજી.

લક્ષ્મણ—સુણ સુંદરી સાચીરે વાત, તુતો વરવા ઇચ્છે સાક્ષાત.
મારે માથે વડીલછે અત્ર, રઘુવીર સીતા શીરછત્ર.
તેહ આજ્ઞા વિના ના પરણાય, કદી પૃથ્વી રસાતાળ જાય.

બતાવો તેમનો મને ઠામ.................

..................પેલી પંચવટીમાં મુકામ.

( બનજારો. )

સુર્પનખા—તમે સાંભળો આજે આઇ, વાત કહું તમને બાઇ,

લક્ષ્મણ સાથે મુને પરણાવો ભાભીજી લ્યોને એ લ્હાવોરે;

હું ઘણીછું દુખદાઇ. વાતકહું૦

તમે સ્ત્રીની ગતિ સહુ જાણો, માટે દયા મુજપર આણોરે,

મને કરો અતિ સુખકારી. વાતકહું૦

માટે પરણાવો રંક જાણી, હુ દેરાણી તમે જેઠાણીરે,

પછી રહું સુખેથા આંઇ. વાતકહું૦

( ગીતી. )

સીતાજી—સાંભળશો મમ સ્વામી, કન્યા આવીછે વરવાને આજ;

બંધુને પરણાવો, રહી સુખે કરશો સહુ કાજ.

રામચંદ્ર—હે સ્ત્રી જા તુને લક્ષ્મણ વિચાર કરીને પરણશે. ના મુજને હાથમાં લખીઆપો પછી રામચંદ્રે બરડામાં ફર્મ વતો કાન નાક કાપવાનું લખી મોકલી.

( કેરબો. )

સુર્પનખા—લાવી સમાચાર આજે તમે પરણો મુનેરે

તમે પરણો મુનેરે. (૨)

તમ ભ્રાતનો લેખ જોઇને વરશો મુજને આજ,

બંધુની આજ્ઞા ઉઠાવી કરશો રૂડું કાજ. લાવી૦

ઇશ્વરે જોડું મેળવ્યું જોઇએ તેવું આવાર,

માટે મુને પરણો મારા ભાગ્યતણો નહી પાર. લાવી૦

લેખ જોઇ લક્ષ્મણે કાન નાક છેદી નાંખ્યાં (ભયંકર સ્વરૂપે થઇ.)

(ગીતી.)

સુર્પનખા—હાય હવે શું કરવું, આ દુખથી હું પામી મન ત્રાસ;
ચાલ ઝટ હું જાઊં, ખરદુખર મમ બંધુની પાસ.

(ક્ષત્રીકલંક.)

સુર્પનખા—ધિક ધિક બંધુ તને આજ, વૃથા શીદ જીવોછો તમેરે.
લેશ નથી આવતો કંઇ લાજ. વૃથા.
કર્ણુ નાસીકા ગયા મારા હાય. વૃથા.
તમો બેઠે મારી આવી સું દશાય. વૃથા.
તુજ માટે ગઇતી હું આજ, એક સુંદરી લેવા કાજ.
કોઇ બળીયાછે બે વીર, હવે નથી રહેતી મને ધીર.
ધિક ધિક તમને ધિક્કાર. વૃથા.
જઈ મારીનાંખો તેમને ઠાર. વૃથા.

( રામચંદ્રે ખરદુખર ત્રિશિરા સર્વનો સંહાર કર્યો. )

(ગીતી.)

સુર્પનખા—હાય હવે શું કરવું, બંધું વિયોગે ઉપજે પરીતાપ;
અરજ કરૂં રાવણને, જેથી કરી દુખ મારૂં કાપે.

---

## અંક ૬ છઠ્ઠો.

સુર્પનખા—ધીક મુરખ તું અત્રે બેઠો, લાજ નથી તુજને લગાર,
મારાં કર્ણુ નાસિકા છેદીયાં અરે આણીવાર;

મારી માર છેદ્યાં આવાર એવું ઠાર ઠાર ઠાર. ધિક૦
તારે કાજે હુંતો ગઇતી દંડકવનની મોઝાર,
વીર પરાક્રમી મહા બન્ને રહેછે તે ઠાર;
સુંદર નાર રૂપ અપાર નીરખે ધાર ધાર ધાર. ધિક૦
માટે જલ્દી હે રામ બંધુ તાકીદથી તું થા તૈયાર,
જલ્દી જઇ હરણ કરી લાવ સીતાનાર;
તો આ ઠામ, રાવણ નામ, તારૂં સત્ય પ્રમાણુ. ધિક૦

## ( ત્રીતાળી. )

રાવણ—સુણો મામા તમે મારી વાત, હું આવ્યો કામછે ખરે ખાત,
રામ લક્ષ્મણ સીતારે નાર, રહે ડંડકવન મોઝાર;
તેમણે સુર્પનખા બહેન જેહ, કર્ણ નાસિકા છેધ્યાં તેહ.
માટે મૃગ થઇ જાતું ઉઠ, આવશે મારવા રામ પુંઠ;
હરણ કરી જાઊં લંકા માંહે, રામ આવશે મારશું ત્યાંહે.

## ( લાવણી. )

મારીચી—હે રાવણ પુર્વે (૨) યજ્ઞ રક્ષણે આવ્યા એહ,
ઘણા રાક્ષસ સાથે માર્યા સુબાહુને તેહ;
એક શરે ભેદી (૨) તાડીકા કર્યું કૃત્ય ત્યાંહે,
શર તણી ઝાપટ લાગી, પડ્યો આવી આંહે;
તુજ રૂદે પરથી (૨) ત્ર્યંબક પડ્યું જેહ,
ભાગી તુને જીતાડયો ભુલી ગયો શું તેહ;
માટે હે રાવણ (૨) કર મીત્રી રઘુવર સાથ,
અભય કરી સ્થાપશે, મુકશે મુસ્તકે હાથ.

( ક્ષત્રીકલંક. )

રાવણ—અરે મુરખ દંભી દુષ્ટ ઉઠ નહિંતો આવી બન્યુંરે,
કરી રામની ઓઠે પુઠ. ઉઠ નહીં૦
રામ મનુષ્યના ભાર, મારૂં કહ્યું માન આવાર,
આ વખત મનમાં વિચાર. ઉઠ નહીં૦
નકી મારીશ તુંને આ ઠાર. ઉઠ નહીં૦

( ગીતી. )

મારીચી—ચાલો ભાણેજ મારા, કરવું જલ્દી ધારેલું કામ,
પુરણ કરી આપું, રાખ મનમાં ભાણેજ તું હામ,
( મારીચી મૃગ થઇ પંચવટી આગળ આવ્યો તે જોઇને )
સીતાજી—હે નાથ મૃગ આ જોયે (૨)
ચીંતા મુને બહુ થાયે,
ત્વચા જોઇ વ્યાકુળ થઇછું, ઘેલી ગાંડી બની ગઇછું,
મૃગ મારો અર્થ સારો.
વિચાર વિચાર....................
......................હે નાથ.
પ્યારા મારા ક્રોધ કરી, શસ્ત્ર ધરી, વન ફરી ત્વચાહરી,
સબુર સબુર.
......................હે નાથ.
રામચંદ્ર—ચર્મની ચાળી શી અંગે, ક્ષત્રી જાતમાં કયાંઇ નથી જાણી,
મિથ્યા રૂપને મોહી, મોહપાશ શું પામ્યાં હે રાણી.

( કેરબો. )

સીતાજી—સુણો સુણો સ્વામીનાથ, તમે વાત મારીરે. ( ૨ )

મૃગ મારી કંચુકી, શીવડાવો મારે આજ;
ધનુષ્ય બાણ કરગૃહીને, કરોને મમ કાજ. સુણો.
હું જાણું તમ હેત કેવું છે, સત્ય કહું આવાર;
કંચુકી પહેરી જાવું છે અવધપુર મોઝાર. સુણો.

**( આવી વાત શી કરવી તમારે રાણી. )**

**રામચંદ્ર**—આવી વાત શી કરવી તમારે રાણી. ( ૩ )
**સીતાજી**—મુજ મન એછે મૃગરે સારો,
માટે તેને તમે સંહારો.
**રામચંદ્ર**—હારો મારો ધારો તમારે રાણી આવી.
**સીતાજી**—હવે અયોધ્યા માંહીરે જાવું,
એ કંચુકી પહેરી હું આવું.
**રામચંદ્ર**—જાવું આવું ન થાવું તમારે રાણી આવી.

**( નથી જડવું. )**

**સીતાજી**—નથી રહેતી હામરે. ( ૨ )
જોઇ આવો મૃગરે. નથી.
અરે સ્વામી હું વાટ જોઇને બેઠી હતી આવારરે,
ના કહેશો તમેરે હવેરે.
કરો આટલું કામરે. નથી.
આવી ત્વચા જોઇ દીલમાં ખુશી થઉં હું ભારીરે,
આવો મૃગરે નથીરે;
વિશ્વમાં કોઈ ઠામરે. નથી.
**રામચંદ્ર**—તું આ શું બોલે પ્યારી સમજોના,
**સીતાજી**—મૃગ મોહ કરે છે ભારી...................

રામચંદ્ર—.................................બોલોમાં.

સીતાજી—પીતા માહરા પાસ હોયતો આશ પુરી કરે મારી.

રામચંદ્ર—બસ, બસ, બસ, બસ;

બોલ્ર અંતરમાં સાલે ગભરાના;

હું જાઉં સત્વરથી નારી અધીરી કાં. તું આશું.

રામચંદ્ર—વ્હાલા વીરા રહેજે ધૈર્ય ધારી. ( ૨ )

અસુર ફરે છે માટે સર્જ્જ થઇ રહેવું;

મન હીંમત નહીં હારી. વ્હાલા.

મૃગ હણવા હું જાઉંછું, ડરીશ નહિં હે ભ્રાત;

પણ બંધુ તુજને કહું, સાંભળ મારી વાત;

મૃગ મારી જલ્દી પાછો આવુંછું હું અહીંઆં.

સાચવ જનક કુમારી, વ્હાલા.

અસુર અતિ બળવાન છે, ફરતા આણે ઠાર;

સર્જ્જ થઇ સાચવજે, આ મમ પ્રાણ આધાર;

હીંમત રાખીને રહેજે આવુંછું હું જલ્દી,

લક્ષ્મણ—આજ્ઞા શીરપરધારી. વ્હાલા.

( રામગ્રી. )

સીતાજી—જાઓ તમે હે દીયરજી, હાંક મારે તમ વીર;

અસુર કેરા સંકટમાં આવ્યા હશે રઘુવીર. જાઓ.

ભાઇ વીણું કોણ બીડજ ભાગે, રણમાં જઇ આજ;

માટે આળસને મુકીને કરો બંધુનું કાજ. જાઓ.

જાઓ દીયર ઉતાવળા પોકારે તમને રામ.

લક્ષ્મણ—કો આવી હરી જાએ, ને વિઘ્ન કરે આ ઠામ;
માટે નહી જાઉં અહીંથી.

( આકું લગાડોતો મારા. )

સીતાજી—આવું વદતાં તમને નથી આવતી લાજરે;
બંધુનું ભુંડું ઇચ્છો છો, જોઇ આવે દાઝરે. આવું.
જાણ્યું જાણ્યું તમારૂં આવું ઉપરનું હેતરે;
તમારા મનમાં કાંઇ અંતર કપટ સમેતરે. આવું.

( રામગ્રી. )

લક્ષ્મણ—તમે માતા સુત આપનો એવું જાણી મન,
ઇશ્વર જાણી સેવા કરૂં નથી કપટ સ્વપંન;
અરે માતુશ્રી આ શું વદો,
પણ માતા ઘટે નહીં તેવાં કહ્યાં આપે વચંન;
શું કરૂં રામ પાસે નથી, નહિંતો પાડત તંન. અરે.
હમો આવ્યા વિના જાનકી, નીકળો જો બહાર;
રામચંદ્રની આણ છે, સત્ય કહું નીરધાર. અરે.
આણ ઓળંગી હમો વિના, મઢીમાં પેસે જેહ;
બળી ભસ્મ થજો તે પ્રાણી, નિશ્ચે કહુંછું એહ. અરે.

( ત્રીતાળી. )

રાવણ—કોણ છે ને કયું તારૂં ગામ..................
સીતાજી—...............ક્ષત્રી પુત્રી સીતા મારૂં નામ.
રાવણ—કોની સ્રી છે તું સુકુમાર.....................
સીતાજી—...............દશરથ પુત્ર રામની હું નાર.

**રાવણ**—એકલી છે તું કેમ આ વંન................
**સીતાજી**—..... ...........કંઇ કપટ દીસે મુજ મંન.
**રાવણ**—ભીક્ષાનું છે મારે કામ...................
**સીતાજી**—...................બેસો હવડે આવશે મમ શ્યામ.
**આકાશવાણી**—હે જગતજનુની જાઓ, લંકા વિશે તમેતો નિરધાર;
હમારા બંધ છોડાવો, રાવણ કુળનો કરાવી સંહાર.

**( મેનાવતી માતા. )**

**સીતાજી**—લ્યોને બાવાજી આપું ભિક્ષા તે પધારો તમે.
**રાવણ**—ગજગમની આપો ભિક્ષા તમે તે લેશું હમે.
**સીતાજી**—અતિત ન હોયે બાવા તુતો, કપટી તારી જાત;
સત્વરથી તું કહેને સાચું, નહિતો થાશે ધાત્તરે. લ્યોને.
**રાવણ**—અરે હરહર મૈયા મેહું, અતિથી કહું સચ બાત;
ક્ષુધાથી મેં આતુર હુ તું ભિક્ષા દેના હે માતરે. લ્યોને.

**( માલીની. )**

**સીતાજી**—વચન સરવ સાચાં, માન્યાં નહીં મેં એ વાર;
છળ કરી લઇ ચાલ્યો, દુઃખ પામું અપાર;
ઝટ ઝટ ઝટ ધાઓ, સ્વામી મારા અહીરે;
દુખ અતિ મુને થાયે, તે ખમાએ નહીંરે.
( સીતા હર્ણ કરી લંકામાં જતાં. )

**( ક્ષત્રીકલંક. )**

**જટાયુ**—અલ્યા દુષ્ટ ઉભો રહે તું ચોર, ધીકજ ધીક ધીક તુનેરે;
તારો ઉતારી દઉં હું તોર. ધીકજ.

બ્રહ્મવંશમાં પ્રગટયો ચંડાળ, તુંને જોઇ ઉપજે મને કાળ;
ધીક તારૂં ડહાપણુ આવાર. ધીકજ.
તુજ તપ તેજ બળ ધિક્કાર. ધીકજ.

**રામચંદ્ર**—કેમ આવ્યો તું થઇને ઉદાસ.
ઝટ કહે સીતા નાર મુકી કોની પાસ.

**લક્ષ્મણ**—એકલાં તે છે........................

**રામચંદ્ર**—........................શું તું કહેછે.
તજી આવ્યો ભ્રાત, કહે ખરી વાત,
મનની–તનની–કહે ધીર ધીર. કેમ૦

## ( બુલબુલ. )

**લક્ષ્મણ**—બંધુ મારા તમેરે અરે, કહું વાત સુણોને ખરે,
આપની આજ્ઞાથી વળી, રહ્યો ગઢીની માંહ્ય;
મારૂં નામજ લેઇને, સાદ પાડીયો ત્યાંય,
કોઇ અસુરે, અરે હાયરે, વચન સાંભળી ઉઠે લાયરે. બંધુ.
જાનકીજીએ મુજને, અઘટીત કહ્યાં વચંન,
શું કરૂં બંધુ આપ નહીં, નહીંતો પાડત તંન;
મુને વચનો સહન નવ થયાં એવાં વચનો તેમણે કહ્યાં. બંધુ.

## ( લાવણી. )

**રામચંદ્ર**—હે બંધુ મારા (૨) નહીં શોક ધરો આવાર,
સ્ત્રીનાં મન અધીરાં ઘણાં ધીરજં ધરો નીરધાર;
શોક તજો તમે (૨) પુન્ય પવિત્ર બંધુ મારા,
ધીરજ રાખો મનમાં છો મુજ પ્રાણથી પ્યારા.

( માઢ. )

રામચંદ્ર—અરે શું કહું ભાઈ અશુભ આજે શુકન સુચવે,
જાણે કાંઇ જાણે કાંઈ જાણે કાંઇ કાંઇ;
અશુભ (૩) મુને શુકન છે દુખદાઇરે. અરે૦
ફરફર ફરકે અંગજ મારૂં ડાબી બાજુનુંરે આજ.
લક્ષ્મણ—ધરધર ધીરજ એ ભ્રાત હે મારા, શોક કરો નહી મહારાજ;
રામચંદ્ર—માઠું થશે માઠું થશે......................
લક્ષ્મણ—..................નહીં, નહીં, નહીં.
રામચંદ્ર—એગ લાગેછે મુને શું કહું તુને, પ્રીય બંધુ અરે. અરે૦
અઘોર મનમાં પક્ષી બોલે, શબ્દ લાગે દુખદાઇ,
ચાલો હવે વહેલા જઇએ, પર્ણકુટીમાં ભાઇરે. અરે૦

( મહા જુલમ જગત માંહે. )

રામચંદ્ર—થયું દુખ બંધુ ભારી, ગયો હર્ણ કરી નારી,
અરે હાં.........હાં.........હાં..........હાંહાં. થયું૦
વન વન ભટક્યા શોધ મળી નહીં હવે ગયો હારી,
ગઈ જનક કુમારી...પ્રાણ પ્યારી...મળે ક્યાં ના...રી. થયું.
તરૂ પહાડને પુછીયું ઉત્તર નાપે જેહ,
લક્ષ્મણ—શોધ માટે ચાલો પ્રભુ, શીદ પીડોછો દેહ;
બંધુ ગઇ આપણી લાજ, થયું આ કાજ અરે આવ...રી. થયું.
રામચંદ્ર— ( ગજલ. )
હાય બંધુ આ-વખતે આતે શું થયું,
સીતા નાર નથી નિશ્ચે કોઈ હરી ગયું;
ચંદ્ર મુખી ક્યાં ગઇ તું દે મુને દરસન,

મેં તને દુભી નથી શું સાણી તું મંન;
હે જનક તનયા તું સુંદર સુકુમાર,
ગોરી ગજગામીની મમ પ્રાણ તણી આધાર;
કોણ તુને હરી ગયું કોણે લીધી લાજ,
અરે દૈવ રૂઠીયો, શું વીપરીત થયું કાજ;
ચંદ્રને વીંધુ હું બંધુ લાવ સરને ચાપ,
તે કીરણો બાળે મુને પામું છું પરીતાપ.

( લાવણી. )

**રામચંદ્ર**—કેમ નથી દેખતો ભાઈ પ્રીયા મુજ પ્યારી,
શું ભુલ્યા અરણ્યની રાહ થયો દુખકારી;
શું થયું અરે કયાં ગઈ મને તું મેલી,
તુજ વીના માહરી દશા થઇ છે ઘહેલી;
તુજ વીના પ્રીયા બન્યો અંધ દિશા નવ સુઝે;
થયો જખ્મ વિયોગે ઘાવ હવે નહીં રૂઝે,
રંગઈ ઉડી સૌ આશ રહીએ નિરાશા,
થા દુર હવે હે પ્રાણ રહી શું આશા.

• રામચંદ્ર લક્ષ્મણ સીતાજીને શોધતા વનમાં ફરે છે.

**રાવણ**—છોડી દે હઠીલી હઠ તારી, સ્વામી કહેને પ્યારી તું મારી;
વ્હાલી તું મારી, ઝટ થાને નારી. છોડી૦
પટરાણી કરૂં હું તો પ્રીતે, માની જાને તું ખચીતે;
મંદોદરી સેવા કરે.........................

**સીતાજી**—...............ધીક ધીક ધીક.

**રાવણ**—સ્વામી ઝટ કહેને તુંતો................ છોડી૦

સીતાજી—ચુપ ચુપ ચુપ.
સીતાજી—નથી કરતો કાંઇ વિચાર,
સમજ મન લગારરે નથી૦
ક્ષત્રી પુત્રી પીડયામાં પાપી, સાર નહી લગારરે. નથી૦
દેખુ છું હું અવધ બીહારી, અવર જન કાહુ ધીક્કારા,
રાવણ—રઘુપતિ ધારી પતિ, રહેજે તું સદાય સતિ;
સીતાજી—તારી રતિ કરૂં ગતિ દુષ્ટ ગમાર. નથી૦
રાવણ—હવડાં રહે તું અત્રે વિચારી, વાળતી તુને કરીશ નારી,
સીતાજી—નારી નારી બોલ નહીં, સીંહને સતાવે અહીં,
શીયાળથી સીંહ કાંઇ નથી ડગનાર. નથી૦

( ગીતી. )

જટાયુ—મહારાજ ગતિ આ મારી, કરી દશાનન લંકાપતિ મંદ;
મળવા પ્રાણજ રાખ્યા, દેહ મુક્ત થઉં રઘુકુળના ચંદ.
કરી હરણ સીતાનું રાવણ ગયો લંકાની માંહી;
યુદ્ધ કર્યું પણ તેણે, પકડી વિકળ કીધો છે આંહી.
(કબંધને બાણવતી માર્યો એટલે દિવ્યરૂપ થઇ.)

( ત્રીતાળી. )

કબંધ—કસ્યપ સુત દનુજ વેશ મારો, મુનિ બીન્યા કીધો મેં હોંકારો;
સર્વે મળી દીધો મને શ્રાપ, તું કબંધ થજે મતિ પાપ.
અનુગ્રહ પુછયો મેં જેવાર, રૂષી કહે રઘુકુળમાં અવતાર;
રામ મારશે તુજને બાણ, ગતિ આપશે પુરૂષ પુરાણ.
ઇંદ્રે વજ્ર માર્યું પછી નેટ, શીર ત્યારથી ગયું છે પેટ;
આજ મળીયા પુરવ સબંધ, હું પતિતના છોડયા બંધ.
રૂપ અખપર્વ તે રહે કપીરાજ, તે શું મીત્રીએ થશે સૌ કાજ.

# શવરીનો આશ્રમ.

( સુંદીર શામળીયા. )

શવરી—મન મોહનજી, નિશદીન રટણ તમારૂં,
પ્યારા રાઘવજી, નામ હું મુખથી ઉચ્ચારૂં. મન૦
હસ્તી સમ તમ ચાલજ સારી, નરણે પ્રભુ જોઈ નીહાળી;
હંસ હાથી ગયા હીંમત હારી, વાસ કર્યો વગડામાં મોરારી,
તમપર જાઊં વારી વારી. મન૦
સુરતી જોઇ નિજ મન મુઝાણી, જઈ વાદળમાં પોતે સંતાણી;
એવા સચીદાનંદ મેં જાણી, ફળ રાખ્યાં આપ સારૂ મેં આણી;
આરોગો સારંગ પાણી. મન૦
આપ વિના સહુ સુનું દેખાયે, ઉર મળવા અધીરૂં થાયે;
પુનઃ પુનઃ પડું આપને પાયે, ગુન્હા માફ કરશો રઘુરાયે.
ગુણ શવરી બાઇ ગાયે. મન૦

( આ વિપરીત બુધી. )

રામચંદ્ર—શું બોર તણી બલીહારી (૨)
થયો તૃપ્ત અતિશય ભારી. શું.
ધન્ય નાર કહું આવાર, જોને બંધુ તું આહાર. શું.
પ્રસન્ન થયો છું હું ઘણો શવરી છે તુજ ધન્ય.
માગ માગ તું મુખથી, એજ આપું વચન;
શું બોર તણી બલીહારી,
બાંધવ મારા બોર આ ખા ઊમંગે મન,
લક્ષ્મણ—ભીલડીનાં બોરાં થકી, ભૂખ કર નહિ તંન. શું બોર૦

( પંજાબી ઠેકા. )

સુગ્રીવ—સુણો મારૂતી સ્વપ્નું આવ્યું કહું તુનેરે,
જાણે વીર બે આવ્યારે સાથે નારી લાવ્યારે;
તેણે વાલીને માર્યો બાત ભયથી ઉગાર્યો. સુણો૦
આપી કિષ્કંધાનું રાજ મિત્ર કર્યો મુનેરે,
તે મે દીઠા બે વીરરે, રહે નહિ મને ધીરરે.

હનુમાન—કરો નહિ ચીંતાય, જઇ કરૂ પરિક્ષાય,
ઉભા રહો ત્યાંલગી હે રાજા તમેરે. સુણો૦

( ત્રીતાળી. )

રામચંદ્ર—વીરા જુઓ તમે આ દેશ, જુઓ આ કપી કેરોરે વેશ.
એને વજ્ર કછોટા છાજે, વળી કનક કોપી ન રાજે.
છે કપીવર મહા બળવંત, એનું નામ હશે હનુંમંત.

( ગીતી. )

હનુમાન—મુજ માતાએ કીધું, કોપીન કનક કછોટા ઓળખશે;
તેનો દાસજ તુંતો, છે ગુપ્ત તે પ્રગટ જે કરશે.
( अहंदासोस्मि ॥ )

( કલ્યાણ. )

હનુમાન—જયજયેશ્વરા, પ્રભુ હે સુખકરા,
જય વૈકુંઠનાથ જય હે ધરણીધરા.
જયજય ઇશ્વર જય જય ઇશ્વર વૈકુંઠ નાથ રમેશ,
જય જય આપને જય ઇશ્વર આદી નારાયણ શેષ. જય.
સતકોટી વખત જય જય બ્રહ્મ સનાતન ઇશ,

જય જય જય છે આપને હે રમાપતિ જુગદીશ. જય.
જય જય જ્ઞાન કારણુ રૂપ ધર્મ સ્થાપન અવતાર,
નમું વેદ વેદાંત સ્વરૂપી તમને વારંવાર. જય.

( ગીતી )

રામચંદ્ર—ચીરનજીવી તું રહેજે, સત્ય મુખથી ભાંખુછું હું તો,
તપે રવિ શશી ધરણી, અક્ષય રહેજે ત્યાંસુધી તું તો.

( કેરબો. )

હનુમાન—ચાલો ચાલો મહારાજ હવે વેગે ચાલોરે,
હવે વેગે ચાલોરે ( ૨ ) ચાલો૦
રૂષી મુખ પર્વતપર રહેછે સુગ્રીવ કપીનો ઇશ,
વાલીના ડરથી સંતાગો સુણોને જુગદીશ. ચાલો૦
તેને અભય વચન આપી પોતાનો કરો આજ,
તેથી કરી ઇશ્વર આપણું સરશે સર્વે કાજ. ચાલો૦
( વાલી સુગ્રીવના વેરની વાત કહી પછી. )

( બનજારો. )

હનુમાન—સુણો સુગ્રીવજી મહારાજ, રામ પધાર્યા સરશે કાજ,
અવધપુરી દશરથ તંન, સીતા શોધવા નીકલ્યા વંનરે;
અહીં પધારેછે આજ. રામ૦
માટે મીત્ર કરો એહ સંગે અતિ હર્ષીત થઇ ઉમંગેરે,
થાશે આપણું ધાર્યું કાજ. રામ૦
( અગ્નીની સાક્ષીએ અરસ્પરસ મીત્રતાઇ બાંધી. )

( થયાછોરે-પતી તેજ. )

સુગ્રીવ—પ્રભુ મારા સત્ય વચન કહુંછું સુણો આપ આજે,

કોઇ અસુર લેઇને ગયો, સુંદર ખાંધે નાર;
તે વારે, અરે હાંરે, નીરધારે, જોયું ત્યારે,
ચીર ફાડીને પોટકી નાંખી પર્વતપર આજે. પ્રભુ૦
**રામચંદ્ર**—ભાગ્યોદયે આજ આવ્યો, સુગ્રીવ સુણતું વાત,
જાવો તહી, લાવો અહીં છે કહીં ગોઠે નહિ;
માટે લાવો જલ્દી ભાઇ તમે, કરોને મમ કાજ. પ્રભુ૦
( રામનો શોક. )

**( પ્યારી મારી વ્હાલી લાગે )**

**રામચંદ્ર**—સાંભલને સુગ્રીવ મીત્ર તું ( ૨ )
સત્ય હું કહું. ( સાંભળ )
વાલીને હું નીશ્ચે મારૂ, કામ કરૂ હું તો તારૂ,
આપુ રમા રાણી તારી હું (૨) સાંભળ૦
**સુગ્રીવ**—વાલી વધએ મન થાયે, સાત તરૂ એક બાણે વિંધાયે,
બતાવને કરૂ કૃત્યએ હું (૨) સાંભળ૦

---

## અંક ૭ સાતમો શરૂ.

**( મહેલે પધારો મહારાજ )**

**તારા**—સત્ય કહું મમ નાથ પ્યારા સ્વામી ( ૨ )
હું જોડી તમને હાથ. પ્યારા.
આજે યુદ્ધે જશો નહી, કહું સત્ય વચન,
કંઇ કારણછે અટપટું, તમે જુઓ વિચારી મંન. પ્યારા૦
તગથી હારીને ગયો, રાખી શક્યા નહિ ધીર,

પ્રાકૃમતે ક્યાંથી લાવીઓ તેને નિશ્ચે મળ્યો કોઇ વીર. પ્યારા૦
મેં એવું સાંભળ્યું સ્વામી, આવ્યા દશરથ તંન,
સુગ્રીવશું પ્રીત્રી કીધી નિશ્ચે કરશે તમને પતંન. પ્યારા૦
કહ્યું માનોને મારૂં, લાગુ તમને પાય,
યુદ્ધે આજ જવું નથી, મારૂં દીલડું ઘણું દુભાય. પ્યારા૦

( ક્ષત્રી કલંક. )

**વાલી**—શું મારો તે થાશે નાશ, યુદ્ધે તો હવે આજ જવુંરે.
છે વિજય માળ મમ પાસ, યુદ્ધે.
મારે બંધુથી છે વિરોધ. ”
શું કરશે કરશે રામ ક્રોધ. ”
મેં નથી બગાડ્યું કાંઇ કાજ, રામ શા સારૂ મારશે આજ;
નથી સુગ્રીવનો કાંઇ ભાર, ક્ષણમાં તેનો કરૂં સંહાર.
મને મારશે જો રઘુરાય. ”
તેથી સદ્ગતિ મારી થાય. ”

( યોવન ખીલ્યું આવ્યાછો. )

**તારા**—તરૂણ વયમાં પ્યારા શું યુદ્ધે આજ જવું,
જતાં હું દુખી થઉં, ગમે નહિ કાંઇ ખાવું (૨)
હાં હાં હાં હાં. તરૂણ૦
પ્યારા આપ વીણ હું ઘણી દુખી થઉં,
શું સુખેથી કહું નથી યુદ્ધે જવું (૨)
હાં હાં હાં હાં. તરૂણ૦
દયા લાવીને બોલ મમ કાને ધરો,

મમ સીતા હરે, નક્કી થાશે મરે (૨)

હાં હાં હાં હાં. તરણુ૦

( બનઝારો. )

વાલી—સુણ પ્યારી તું તો આજે, નક્કી જાઉં લડવા કાજે,

સુગ્રીવ મમ સાગો આવ્યો, તેનો વિચાર મન શો લાવ્યો;

તેને નહિ આવી કાંઇ લાજ. નક્કી૦

માટે રહેજે તું તો અહીં, મનમાં ડરીશ નહીરે,

શું થયું હશે રઘુરાજ.

( ધનાશ્રી. )

તારા.—કરજ્યો રક્ષા દીનાનાથ, સ્વામીની તમે; ( ૨ )

યુદ્ધમાં તેને સાહ્ય થશો, વિભુ જોડી કહું હું હાથ. સ્વામી.

આપનો પ્રભુ શીશુ છે એતો, લડવા જાયે મમનાથ. સ્વામી.

રંક દાશીપર દયા લાવીને, કરૂણા કરશો હે નાથ. સ્વામી.

( ત્રીતાળી. )

વાલી.—આવું અઘટીત કરવું કામ, નવ ઘટે તમને હે રામ:

ભેદયું કપટ કરી મુજ તંન, લાગ્યું રવિકુળમાં લાંછન.

જેમ મૃગને મારે કીરાત.......................

રામચંદ્ર—...........તું કાંઇ નથી મૃગની જાત.

વાલી.—મારો અધર્મ શો હતો આજ, જુઓ વિચારી શ્રીરઘુરાજ.

રામચંદ્ર.—સત્ય વચન પાળું હું સારૂં, વિણ અપરાધેકો નવમારૂં.

રાખી ભ્રાતની સ્ત્રી નથી રાગ, તેથી બીજો કયોરે અધર્મ;

વાલી.—મારા ભાગ્ય તણો નહીં પાર, તમ હાથે મુઓ નીરધાર.

( લાવણી. )

**રામચંદ્ર.**—હું આપું જીવતદાન સુણ તું પ્યારા,
રાજ ભોગત રંગીમુખ કેરું સંગે સહ દારા.
સંસારીક સુખની આશ પુરીકર તું તો,
તુને જીવાડું ઇંદ્ર પુત્ર સત્ય કહું હું તો.

**વાલી.**—મારૂં ધન્યગણું છું મૃત્યુ મારે નહીં માયા,
ઉભા પામરજીવની પાસ કૌશલ્યા જાયા.
મુજ મૃત્યુ સમયે પ્રભુ આપને પેખુ,
જેથી અધિક સુખ સંસાર માંહી નહી દેખુ.

( લલીત. )

**તારા**—ગજબ આવડો, શો કીધો પ્રભુ, દીલ નહી દયા, આણી તેં લીધું.
જીવન માહરૂ લુંટીરે લીધું, પતિ ગયા અરે, ભુંડું આ કીધું.
ઝેર સમું થયું જીવતું અરે, કરમ ફુટીયું માહરૂ ખરે.
યાદ આવેછે પ્રીય સુખ તાહરૂ, તુજ ગયેથી હું ઝુરીરે મરૂ.
મુકી ચાલતાં શું નાવીરે દયા, અર્ભક આપણા શું મુકીને ગયા.

( સીતાજીના મહીના. )

**તારા**—સ્વામી નાથ મારા શીરતાજ, નમેરા કેમ થયા,
મુકી મને એકલી અહીં, સ્વર્ગે તો તમે ગયા.
આ પુત્રતણી સંભાળ, હવેતો કોણુ કરે,
આપ વિયોગથી હે નાથ, ઝુરીને એતો મરે.
મુજ અંગ તણા શણગાર, ઉતાર્યાં આ સમે,
મુને ગોઠતું નથી હે નાથ, વિરહાગ્નિ મુને દમે.
મુજ અબળાનું કહ્યું કાન, આપેતો નવ ધર્યું,
રામચંદ્ર આવી અહીં, અચઈત કર્મ કર્યું. રસ ૧૭

( હું મસ્તાની પ્રેમની. )

તારા—પ્રીતમ પ્યારા પરહરી મને શેન મારીરે

શેન મારીરે પડયાં આવી દુખો ભારીરે. પ્રીતમ૦

છોડી છેલા ક્યાં ગયો, ટળવળતી આ નાર;

સ્વામી વીના શુન્યછે, આ સઘળો સંસાર.

પ્રાણુ આધાર મારા ગયા ક્યાં પ્યારારે,

અબળા મુકી પ્રાણુ થયા શું ન્યારારે. પ્રાણુ૦

આવેછે પ્યારા નાર હવે સાથ તારીરે. પ્રીતમ૦

રામચંદ્ર આ શું કર્યું, કીધો મમ શણગાર;

પ્રીતમ પ્રાણુ તજાવીને, કીધી દુખી નાર.

અરેરે શો કર્યો અન્યાય (ર) હવે હામ હેને હું હારીરે. પ્રીતમ૦

( રામશ્રી. )

રામચંદ્ર—શોક તજો તમે આજરે, કહું સાચી વાત,

મીથ્યા શોક કરો નહી, જાણુંહું નહી ભ્રાત. શોક૦

શોક કોનો કરો સુંદરી, કહો સુજને વચંન,

દેહનો શોક કરો તમે, તો આ પડ્યું છે તંન શોક૦

મારૂ વચન માની તમે, જાઓ તમારે ઘેર,

સુગ્રીવને વરજ્યો કહું, રહેજો રૂડીરે પેર. શોક૦

સુગ્રીવ રાજ્ય આપ્યું તને, અંગદ યુવરાજ,

સુગ્રીવ—તારૂ વચન મથાલુંછું, શીર હે મહારાજ;

રામચંદ્ર—જાઓ નગ્રમાંહી આજરે.

( ક્ષત્રીકલંક. )

રામચંદ્ર—સુણ લક્ષ્મણુ મારા વીર, સત્વર નગરીમાં જાઓરે.

હવે રહેતી નથી મને ધીર; સત્વર૦
સુગ્રીવને મળ્યું છે રાજ, સત્વર૦
ભુલી ગયો એ આપણું કાજ; સત્વર૦
થયું ચીત વીષયમાં લીન, સત્વર૦
થયો સ્ત્રીઓને આધીન; સત્વર૦
માટે કદી ન માને કપીરાય, સત્વર૦
કરજ્યો તેને શીક્ષાય. સત્વર૦

સુગ્રીવને લક્ષ્મણજી રામચંદ્ર પાસે લાવ્યા રામચંદ્રે સીતા શોધ કરવા માટે હુકમ કર્યો સુગ્રીવે હા કહી કરગરી પડયો.

( ગીતી. )

**સુગ્રીવ**—જાંબુવાન નલ નીલ, અંગદ હનુમાન જાઓને સાથે,
સીતા શોધીને આવો.................................

**કપીઓ**—....................હાજી હુકમ ચડાવીએ માથે.

**હનુમાન**— ( સાસુજી સસરાજી સુણોનેરે. )

પ્રભુજી નિશાની આપો મુને,
વેગેથી જાઉં, શોધ હું લાવું, સર્વે કપીની સાથ. પ્રભુજી.
મમ માતનું રૂપ છે કેવું, કહો તમે આ વાર. પ્રભુજી.
ગુપ્ત વાત મને કાંઇ કહોને, જેથી નક્કી થાય. પ્રભુજી.

**રામચંદ્ર**—તમારો વડાલા ભરોસો છે.

નથી જગતમાં કોઇએ સરખું, ગાજતી હશે મગનાગ. તમારો.
જે વખતે વનમાંહી નીકળતાં, કૈકે મુનીના બ્હાર. તમારો.
કૈકેએ વનકુળજ આપ્યાં, શંમસ્યા કરી તે વાર. તમારો.
તેથી વનકુળ પહેર્યાં નથીરે, મુદ્રીકા લઇ જાઓ આજ. તમારો.

( બનજારો. )

હનુમાન—આવ્યું અઘોર વન હે ભાઇ, અહીંથી જઇશું હવે ક્યાંહી,
આ દગ્ધ થયેલું છે વજ્ર, નથી દેખાતું કોઇએ જનરે;
થયા ઘણા આજ દુખદાઇ. અહીંથી૦
શોધ સીતાજીની કરવી, પ્રભુની આજ્ઞા શીર ધરવીરે,
ચાલો જઇએ વીવર માંહી. અહીંથી૦

( સુપ્રભાનું સાગસામી ભાષણ.

( ધનાશ્રી. )

હનુમાન—સત્ય કહું આવાર પ્રીય ભાઇ સત્ય કહું આવાર,
શુદ્ધ સીતાની પામ્યા નહીંરે, કરવું શું કીરતાર. પ્રીય૦
જો પાછા આપણ જઇએ તો, સુગ્રીવ મારશે માર. પ્રીય૦
તે કરતાં મરવું એ ઉત્તમ, કાષ્ટ કરોરે તૈયાર. પ્રીય.

( પંજાબી ઠેકો. )

જાંબુવાન—હે વાયુના તન મન ધીર રાખો તમેરે,
શું હીમત હારી જાઓરે, કેમ ચીંતાતુર થાઓરે;
છો રામકૃપાના પાત્ર, માટે સુણો હે ભ્રાત્ર;
સહસા કરીને તમે દેહ શીદ દમોરે. હે વાયુ.
નહીં મૃત્યુ તમારૂં થાયેરે, અગનીથી નહીં દઝાયરે.

હનુમાન—કંઇ સુઝ બતાવો હમને, વૃદ્ધ માટે કહું તમને,
શોધવીણુ ઘણા દુખી થઇએ હમેરે. હે વાયુ.

( સંપાતી મુકામ. )

( હનુમાન સંપાતીની પીછાણુ જટાયુના મૃત્યુની વાત. )

( આઠ. )

**સંપાતી**—ઓ બંધુ મારા, ચક્ષુના તારા, આ તે શું કર્યું;
અરે પ્રાણ આધારા, વહાલા મારા, આ તે શું કર્યું.
વિયોગ બહુ દીનનોરે, ભ્રાત થયો હતો જેહ,
કોઇ દિવસે ભેગા થઇશું આશા ભાગી ગઇ તેહરે. ઓ૦
હું એકલો અહીં રહ્યોરે, પાંખો વીના ઘણા દન,
હે બંધુ તુજ મરણ સાંભળી, વ્યાકુળ થાયે મનરે. ઓ૦
પાંખો આવ્યેથી બન્ને મળશું એવું ધારતો હૃય,
પાંખો આવી મારે રામ કૃપાએ પણ મરીગયો તુંયરે. ઓ૦

( લાવણી. )

**સંપાતી**—કપીરાજરે, કહું તમને હું આજ, હું કરૂં તમારૂં કાજ,
દેખુ હુંતોરે લંકાની મોઝાર, સીતાજી બેઠાં તે ઠાર;
અશોક બાગમાં સીતા રહેછેરે રાક્ષસો ત્યાં પેરા ફરેછેરે,
દુષ્ટ રાવણ બહુ દુખ દેછેરે, સો દેખુંછુંરે હે મારા સીરતાજ. હું કરૂં.
બેસો પીઠ ઉપર આ વારરે, પહોંચાડુ લંકા મોઝારરે,
મને ઘણો કર્યો ઉપકારરે, માટે ભાઇરે દધી ઓળંગો આજ. હું કરૂં.
**હનુમાન**—એમ કરતાંરે બહુ લાજ તો જાયે, એવું કામ કદી નવ થાયે.
સહેલો રસ્તોરે બતાવો મુને આજ, જેથી સુધરે મારૂં કાજ.
**સંપાતી**—જાઓ સરળ પંથ બતાવુંરે, આ વૃક્ષ ઉપર થઇ જાવુંરે,
પણ જતાં દુખીતો થાવુંરે, પન્નગોરે રહેછે વૃક્ષની માંહે.
**હનુમાન**—એવું કામ કદાપી ન થાયે.

( ગીતી. )

**જામ્બુવાન**—હનુમાન બળવાન, દધી ઓળંગી લંકામાં જશો;

એવો ભરોસો મુજને, કોઇ ઠેકાણે દુખી નહીં થાશો.

**હનુમાન**—સુણો બાઇ જાઊંછું નિશ્ચે લંકા મોઝાર.

**જાંબુવાન**—રામ કૃપાએ થશે તમારે, વિજય સર્વે દ્વાર.

**હનુમાન**—જાઊંછું હુંતો લંકાવિષે સુણોને હે બ્રાત,

દધી ઓળંગી નિશ્ચે જાઊં કહું ખરેખરી વાત. સુણો૦

સહુ કપીએ જાશો ગીરીને ખસે નહી આકાર,

ઉપર ચઢીને કુદી જાઊં હું લંકા મોઝાર. સુણો૦

આશરોછે પ્રભુ તમારો વિનવેછે તમ દાસ,

મમ ઉપર કૃપા કરીને પુરજ્યો મારી આશ. સુણો૦

( ક્ષત્રીકલંક. )

**લંકારાક્ષસી**—ઉભો રહે અલ્યા ચોર, વગર વિચારે કેમ જાઓરે.

તારો ઉતારી કહાડશ તોર; ,,

પુછયા વિણ પેસે તું દ્વાર, ,,

મારે કોણ છે કહે આકાર;

નહીંતો યુદ્ધ કર મમ સાથ, ,,

જાણી જોઈ જાળમાં ઘાલ્યો હાથ. ,,

( લંકારાક્ષસણીને મારી. )

( ગીતી. )

**લંકારાક્ષસી**—કૃતાર્થ મુજને કીધી, શ્રાપ મુક્ત હું આજે થઇ બ્રાત,

કાર્ય પુરું તમ થાશે, રામદુત છો જાણ્યા સાક્ષાત.

**( અહો રસીલી છબીલી. )**

**સુલોચના**—અહો સ્વામી સુણો તમેં આજરે. (૨)

તમ પીતાએ કૃત્ય જ કીધું, હાથે મરણું માગી લીધું,

સીતા લાવ્યા શીરતાજરે. અહો૦
અગ્નિ સમ લાવ્યા નારી, થશે કુળની ખુવારી,
લાગી કીધું કુડું કાજરે. અહો૦
રામની સ્ત્રી છે એ જાણો, રાજ્ય સુખ નહીં માણો;
સુખનું બુડયું આઝરે. અહો૦

( રામશ્રી. )

ઇંદ્રજીત—સુંદરી સાચાં તે કહ્યાં, ધર્મ ન્યાયી વર્ણન;
શું કરૂં એ એ પીતાશ્રી છે, માટે સમજી રહું મૌન. સુંદરી.
બાહ્યું ભુડું જે તાત કરે, પણ મે ન કહેવાય;
બીજો હોયતો ન સાંખું, કરૂં તેને શિક્ષાય. સુંદરી.
માટે સુણ જે બાની હશે તેવી થાશે પેર;
સુખ દુખ લખ્યા પ્રમાણે, મીતો અથવા વેર. સુંદરી.

હનુમાન— ( માઢ. )

દીલગીર છું આજરે, હાય શું કરૂં આ વાર.
ઘરેઘર ફરી ફરી થાકયો, પત્તો મળ્યો ન કો ઠામ;
હારી થાકી લાચાર થયો, ગઇ હવે મારી હામરે. હાય૦
રામ વિયોગે સીતાએ શું કર્યો હશે દેહ ત્યાગ,
સાગરમાં ઝંપાવ્યાં હશે, મલ્યાં નહીં મહાભાગરે. હાય૦
ઓળંગી આવ્યો ખેપ કરીને સાગર સાતજોજન;
તે શ્રમ મારો મિથ્યા ગયો, મારૂં વ્યાકુળ થાયે મનરે. હાય૦

( કવીત. )

હનુમાન—ઊંચકી લઇ જાઊં તેને, નાંખુ સમુદ્રમાં એને,
નાંખી લઇ જાવું એને, જ્યાં છે રઘુરાજરે;

જોઇ ખુશી થાશે અતિ, લક્ષ્મણને રઘુપતિ,
જરી સુઝી મારી મતિ કરૂં એવું કાજરે;
મોકલ્યો કાસદ કામ, હુકમ ન દીધો રામ,
કરતા મુને આવું કામ, ઠપકો આપે આજરે;
સીતાની હું કરૂં શોધ, રામ શબ્દનો છે બોધ,
માટે થાશે નહીં વીરોધ કરૂં શુભ કાજરે.

( ગીતી. )

મંદોદરી—કંપે ગાત્રો મારાં, અશુભ સ્વપનથી થઇછું આજરી,
મમ સ્વામીની રક્ષા, કરજે હેતુ નિષ્કુંભલા મારી;
રાવણ—હે દાસી જો અશોક બાગમાં સીતા શું કરે છે તે જોઇ
આવ ( દાસીની પછાડે હનુમાન ત્યાં ગયા. )
સીતાજી—અરે હાં કરમે લખ્યું શું આજ. ( ૨ )
નીચ કરમ કરનારા પાસે, હરણ કરી આણી આજ. અરે.
મન ગભરાણી અતિ મુંઝાણી, થાશે હવે શું કાજ. અરે.
સહાય થાઓ પ્રભુ આજે મુજને, કયારે મળશે શીરતાજ.
કયારે અહીંથી છુટકો થાશે, કયારે મરશે આ રાજ.અરે.
( હનુમાન ઝાડ ઉપર રહી મુદ્રીકા સીતાજીના ખોળામાં નાંખી. )

( ધનાશ્રી. )

હનુમાન—રાજીવલોચન રામ, જયજય રાજીવલોચન રામ.
ભક્તના પુરણ કામ. જય જય.
સુબાહુ તાડીકા, અસુર માર્યા, રૂષીનાં કીધાં કામ. જય.
જનકનું પણ સત્ય કરીને, જાનકી વરીયા શ્યામ. જય.
પીતા વચન પાળીને પોતે, મુકી આવ્યા સ્વધામ. જય.

પંચવટીથી નીકળી પોતે, આવ્યા રૂપીમુખધામ. જ૫.
મારૂતી પાસે શોધ મંગાવી, કરીસુરેલુ મુઠામ. જ૫.

( બુલબુલ. )

સીતાજી—અરેરે હે નાથ, હવે શું કરૂં, વિયોગ આપનો હું ઝુરી ગઇ.
કરો સહાયરે, અરે હાયરે, ગોઠે નહીંરે, ઉઠે લાયરે.
ચરીત્ર આપના ગાય છે, અસુર આણે ઠાર;
પતિ તમ વિયોગથી દુખ પામું અપાર;
નામ સાંભળી દુઃખ થાયરે, ક્યારે મળશો રઘુરાયરે. અરેરે.
કો અત્રે દેખું નહીં, કરૂં હવે શું હાય;
વીણ છોડી બાંધું હવે, આખર એજ ઉપાય.
તેથી જીવતો જરૂર જાયરે, વિયોગ રહેશે અરે હાયરે. અરેરે.

( ગીતી. )

હનુમાન-શોક તજશો આજ સત્ય કહુંછું સુણોને માત;
શોધ લેવા હું આવ્યો, સુખી લક્ષ્મણ રામ બન્ને ભ્રાત.

સીતાજી—હે ભાઇ જે સમયે શાલી સુકાતા માંડીને તુરત વરસાદ પડ્યો. તો જેમ આનંદમાં હોય તેમ હાલ હું આનંદમય થઇ પુછુંછું કે તમે કોણ છો, ક્યાંથી આવ્યાને તમારૂં શું નામ તે કહો.

હનુમાન—માતુશ્રી હું રામચંદ્રનો દાસ, ને વાયુ પુત્ર મારૂં નામ હનુમાન છે મને આપની ખબર લેવા રામચંદ્રે મોકલ્યોછે.

સીતાજી—હે કપીવર કંઇ ઓળીખવાત કહો તો મને પતીજ આવે.

હનુમાન—હે માતુશ્રી કેકે બોલંનમાં જે વખતે વનફુળ પહેરતાં હતાં

તે રામચંદ્રે અણસારો કરવાથી બંધ રાખ્યો તે છાની વાત.

**સીતાજી—**હા બાઇ તે જે વાત કહી તે ખરી પરંતુ ધનુર્ધારી પ્રાણજીવન મને ક્યારે મળશે ને દાસીના દુઃખ ક્યારે કાપશે.

( ત્રીતાળી. )

**હનુમાન—**ભુખ લાગી માતુ આજે, ખાવાનું આપી કરોને કાજ;
આતો પાકેલાં ફળ છે અપાર, આજ્ઞા આપો કરૂં તેનો આ'ર.

**સીતાજી—**જાઓ પડેલાં ફળ તે ખાઓ, ખાઇ તૃપ્ત અતિ તમે થાઓ.

**હનુમાન—**વારૂ આજ્ઞા માની હું તો જાઉં, ભોંય પડેલાં ફળ હું ખાઉં.

( આશાગોડી. )

**સીતાજી—**સહાય કરોને આવારી, પ્રભુ મારી સાહ્ય કરોને આવારી.
દુઃખ પામું હું આપ વિયોગે, ગઇછું હિંમત હારી. પ્રભુ.
વારે ધાઓ સ્વામી મારા, ઉગારો દાસી તમારી. પ્રભુ.
જો મળશો નહીં નાથ હે મારા, પ્રાણ તજીશ આવારી. પ્રભુ.
પતિ દુખ હું પામું અતિશે, વિનતી લેશો સ્વીકારી. પ્રભુ૦

( ક્ષત્રીકલંક. )

**હનુમાન—**પાડુ વનનાં બધાં ફળ, ઉજાડ બાગ કરી નાંખુંરે.
પછી રાવણને દેખાડુ બળ. ઉજાડ૦
શું જાણશે આવ્યો હતો વીર, ઉજાડ૦
મને રહેતા નથી હવે ધીર, ઉજાડ૦

( ત્રીતાળી. )

**ચાકરો—**આવ્યા ફરીયાદ કરવાને આજે, ધ્યાન દઇ સાંભળો મહારાજે.
કોઇ વાનર આવ્યોછે ભારી, માર જગને ઘણો તો એ મારે,

સાઠ સહસ્ત્ર અસુરો જેહ, મારીને ફળ ખાયછે તેહ.
બાગ સર્વે ઉજડ કરી દીધો, ઘણો અન્યાય તેણેરે કીધો.
જલ્દી ઉપાય તેનોરે કરો, દુખ સરવે હમારાંતો હરો.

( ક્ષત્રીકલંક. )

રાવણ—જા જા પુત્ર તું જલ્દી આજ, વીર કોણછે તેતો જુઓરે.
ગેણે કર્યુંછે અવરીત કાજ, વીર૦
બાગ આપણો હતો જેહ, વીર૦
સર્વે ઉજડ કર્યો તેહ, વીર૦
ઘણા સૈન્યનો કર્યો નાશ, વીર૦
જાઓ બાંધી લાવો મુજ પાસ. વીર૦

અક્ષય—તું આવ્યો સામો આજે થયુંછે મારૂં કાજે.

હનુમાન—બાહુ બળેપરી શું બોલે, મર્વે મર્ખતની તોલે.
બાળી થાનને બસતાં કેદી, હાળા નાસી જાશે.

અક્ષય કુમાર—ક્યાં ગજરાજને ક્યાં ચોચાણુ............

હનુમાન—................સહેજે ગોળાય જાશે.

અક્ષય કુમાર—તારા મનમાં તું સમજેછે, નથી બળીયા કોઇ.

હનુમાન—અક્ષય તારૂં નામ પાડયું, ભુલી તારી શોઇ.

અક્ષય કુમાર—બસ...........................

હનુમાન—...........ચુપ............તું આવ્યો.

( અક્ષય માર્યો. )

રાવણ—ઇંદ્રજીત ઓ પુત્ર મારા થાને તું તૈયાર,

ઇંદ્રજીત—ઓ મર્કટને બાંધી લાવું કચેરી મોઝાર.

રાવણ—બંધુ તારો મરણ પામ્યો રાક્ષસ પાડે ચીસ,

સમાચાર એ સાંભળીને ચઢેછે મુને રીસ. ઇંદ્રજીત૦

**ઇંદ્રજીત**—જાવું વેગે પીતા માહરા વચન ચઢાવું સીર.

નિશ્ચે વાનર પકડી લાવું.................

**રાવણ**—...............રહે નહીં મને ધીર. ઇંદ્રજીત૦

( ક્ષત્રી કલંક. )

**ઇંદ્રજીત**—અલ્યા ઉભો તું આણેઠાર, હવેતો તારૂં આવી બન્યુંરે.

તુને મારૂ ઘણો હું માર, હવેતો૦

જોઉં પરાક્રમ તારૂ આજ, હવેતો૦

તને જોઇ આવે મન દાઝ, હવેતો૦

માટે સત્વર થાને તૈયાર, હવેતો૦

બાંધી લઇ જાઉં આ વાર. હવેતો૦

( સદર. )

**હનુમાન**—બેસ રાવણ કેરા બાળ વધારે ન વદીશ હવેરે,

તારો નીશ્ચે આવ્યો કાળ. વધારે૦

તારો અક્ષય બંધુ જેહ, પડયો બાગમાં હણ્યુ તેહ.

તારે જોર ઝાઝુ નવ માય, વધારે૦

નક્કી ઘેર નહીં તું જાય. વધારે૦

આવ સામો મારી આજ, વધારે૦

જેથી મારૂં ધાર્યું થાય કાજ; વધારે૦

બ્રહ્માના કહેવાથી હનુમાન ઇંદ્રજીતથી બંધાઇ રાવણ પાસે આવ્યો.

( ગીતી. )

**રાવણ**—મમ પુત્રના વેરી, અલ્યા મર્કટ તુંતો છે કોણ;

તુ દુત કોનો છે, ક્યાંથી આવ્યો કહે સાચી વાણ.

**હનુમાન**—ચુપ ચુપરે ચંડાળ, બહુ બોલે શું કંમાલ,
રઘુપતિ કેરો દૂત, હુંતો છું નિરધાર;
આન સગ ચોરી કરી, લાવ્યો સીતાનાર,
ઓ અસુર હરામ, મોઢે કર લગામ;
નથી સાર, જા ગમાર..............
..............થાશો ઠાર............
હઠ.....ચુપ. ચુપ૦

( ચીતાળી. )

**રાવણ**—કપી તારૂં મરણ કહે સત્ય....................
**હનુમાન**—......................હું અમર છું હે દુરમત્ય.
**રાવણ**—બ્રહ્માદિકનો થાશે કાળે નાશ, માટે તારૂં મરણ પ્રકાશ,
**હનુમાન**—કપી કેરૂં પુંછમાં જીવન, પુછબાળે પડે મારૂં તંન.

રાવણે આજ્ઞા કરી હનુમાનનું પુછડું બાળવા યુક્તી કરી જેથી હનુમાન કુદાકુદ કરી લંકા બાળી ચાલતા માંડ્યું.

( રામગ્રી. )

**હનુમાન**—આજ્ઞા આપો માતા મુજને, જાઊં જ્યાં રઘુવીર,
વાટ જોતા હશે રામજી, ને લક્ષ્મણ રણધીર;
આજ્ઞા આપો માતા મુજને.
**સીતાજી**—હે બાળ શાબાશ તુજને, તુને છે બાઈ ધન્ય;
સાચુ કહે બંધુ મુજને, ક્યારે મળશે જીવંન. હે બાળ.
**હનુમાન**—માતુ મને નિશાની આપો, છાની વાત કહો આજ;
**સીતાજી**—લે મણી આપુછું તુને, લઈ જા કપીરાજ. હે બાળ.
છાની વાત પ્રભુને કહેજે, ચીત્રકોટ મોઝાર;

લક્ષ્મણજી વનમાં ગયા ફુળ લેવા નિરધાર. હે ભાઇ.
રામ ખોળામાં સીર મુકી નિદ્રા કરી મેં જાણ્યુ;
ત્યારે લલાટે કેશર તણી, આડ કરી નીરવાણ. હે ભાઇ.
( હનુમાન ગયા. )

( મુકી બંધુ આજ તું. )

**રામચંદ્ર**—શું કર્યું હે બંધુ તેં, લંકામાંહી આવારી;
શી રીતે તું શોધ લાવ્યો, મારી પ્રાણ પ્યારી. શું કર્યું.
શોધ લાવ્યો તું હે ભ્રાત સુખી છે? જનક જાત.
**હનુમાન**—ખુશી માંહી છે રામ માત (૨)
લંકામાંહી થઇ જે વાત આ પત્ર મોઝાર. શું કર્યું.
ચાલો જલ્દી ત્યાગ શરીર, હણવા લંકા રઘુવીર;
રામ માતુ ન રાખે ધીર (૨)
**રામચંદ**—શાબાશ વાયુ સુત વીર, કીધું કામ ભારી. શું કર્યું.

( ગીતી. )

**હનુમાન**—જાનકી કૃશ થયાં છે, મુદ્રીકા આપી કહુ સહુ વાત;
આપ નામ સુધાગ્રે, પ્રાણ રહ્યાં છે સુણો જગતાત.

( ત્રીતાળી. )

**રામચંદ્ર**—પ્રાણવલભ પવન કુમાર, તુને સો કરૂં ઉપકાર.
**હનુમાન**—આજ્ઞા કરો મને મહારાજ, તો લાવું જાનકીજીને આજ;
કાંતો રાવણને જઇ મારૂં, કુળ રાક્ષસનુ હું સંહારૂં;
**રામચંદ્ર**—હજી કરવું છે કામ અપાર, ઘણું યુદ્ધ થશે તે હાર.
( રામચંદ્રે સુવેલુંએ મુકામ કરી મહાદેવ સ્થાપન કર્યાં. )

---

# અંક ૮ આઠમો પ્રારંભ.

(રામગ્રી.)

રાવણ—દશરથ તણા સુત આવીયા ઉતર્યા સાગર તીર;
કપી સૈન્ય અતિશે સાથે, હનુમંત સરખા વીર.
બાઇ આપણે શું કરવું.
શત્રુ સર્પને અગ્નિ ત્રણે, ન ગણવાં લઘુ એહ;
કરે વિઘ્ન ક્ષણ માત્રમાં, માટે ધરીયે નહિં તેહ. બાઇ.
એક વાનરે લંકા બાળી ક્ષય આદી અસુર;
તે મારી નીરભે ગયો પાછો, મળ્યું કપી દળપુર. બાઇ.
તે માટે પુછું સર્વને, કહો હવે કરવું કેમ;
નિશ્ચે વીચાર કહો સહુ, મમ કુશળ જેમ. બાઇ.

(ત્રીતાળી.)

પ્રધાન—ચીંતા છોડો રામના શા ભાર, નરવાનર આપણો આહાર.
તપ કરી થયા કૃશકાય, માટે ધીરજ ધરોને રાય.
યુદ્ધ કરવા આવે તમ સંગ, મન કરશો નહિં રાય ભંગ.
તેને હણશું રાજા નીરધાર, પાછી સોંપો નહીં સીતાનાર.
આપેથી લાજ જગમાંહી જાશે, હાર્યો રાવણ એમ કહેવાશે.
માટે સુણો કહું ધરી પ્રીત, યુદ્ધ આદરો રાય ખચીત.

(કેરબો.)

વિભીષણ—બોલો બોલો વિચારી કંઇ આજ તમેરે;
કંઇ આજ તમેરે. (૨) બોલો.
અલ્યા દુષ્ટ દુરીજન પાપી બોલ વીચારી મુંન;

શું રાવણને સમજાવે છે, મિથ્યા ગર્વ વચંન. બોલો.
શી સ્થીતી ઉદભવ સંહારણ, કોટી બ્રહ્મના ઇશ;
જે જીવના જીવન એછે, ફળદાતા જુગદીશ. બોલો.
એક કપીએ સીંધુ ઓળંગ્યો, બાળ્યું લંકાગામ.
અક્ષય મારી નીરભે પાછો ગયો પોતાને ઠામ. બોલો.
અલ્યા કુબુદ્ધી શું કરો આ, તે વિપરીત કરશે કેર.
જાણી જોઇ રાવણ મુરખ શીદ ખાએછે ઝેર. બોલો.

(ક્ષત્રીકલંક.)

ઇંદ્રજીત—અલ્યા બોલ વીચારી મંન, ડહાપણ તારૂં જાણ્યું હવેરે.
નહીંતો કરીશ તુજને છેદંન. ડહાપણ.
વહાલે થઇને વધાર્યું છે વેર. જાજા ઉઠતું તારે ઘેર;
રાજબંધુ થઇ કરે આવો કેર. ડહાપણ.
નહીંતો મારીએ તુને ઠેર. ડહાપણ.

(સહર.)

વિભીષણ—રાવણને કર્યો તમે ભ્રષ્ટ રાજ બોળવા બેઠા તમેરે.
ઉપજાવી કુબુદ્ધી સ્પસ્ટ. રાજ્ય.
રાજ્ય નહીં રહે આવાર, કુબુદ્ધી સૈન્ય છે નીરધાર;
અલ્યા રાવણ તુંતો માન. રાજ્ય.
જેમ વૃકની પાસે શ્વાન. રાજ્ય.

(ગીતી.)

રાવણ—અહીંથી જાને તુંતો, કાંગ નથી કંઇ મારે હવે તારૂં;
રામની પક્ષ કરે છે, નિકળ બેઠો રાજ્યમાં શ્યા સારૂ.
(લાત મારે છે.)

( લાવણી. )

વિભીષણ—હે બંધુ મારા ( ૨ ) શીબુદ્ધી બગડી તારી,
સત્ય કહેતામાં ક્રોધ કરીને, લાત મુજને મારી.
તુજ આજ્ઞાથી ( ૨ ) જાવુંછું રામની પાસ,
અભીમાન કરેછે તેથી થશે કુલનો નાશ.

( ઓધવજીના મહીના. )

વિભીષણ—હે કપીવર સંદેશો કહેજો રામને,
રાવણ બંધુ આવ્યો આપની પાસજો ( ૨ )
શીખામણ આપતાં તેણેતો મુને,
અતિ બતાવ્યો મારનોરે ત્રાસજો (૨) હે કપી૦
સભામાંથી કાઢી મુક્યો મુજને,
કરો જઇને પ્રભુજીને જાણજો. ( ૨ )
જો હું કપટ રૂપે આવ્યો હોઊંતો,
મુને શ્રી રામચંદ્ર કેરી આણજો. ( ૨ )
કૃપા કરીને બાઇ મારી ઉપરે,
વંદુ બંધુ તમારા હુ પાયજો. ( ૨ )
કૃપા કરીને સત્વરથી જાઓ તહી.
મેળવો મુને તમે શ્રી રઘુરાયજો. (૨) હે કપી૦

( વાનરો સાથે વીભીષણ રામચંદ્ર પાસે આવ્યા. )

( ગીતી. )

રામચંદ્ર—લંકેશ અહીં આવોને, સાચી વાત હુંતો પરમાણું,
ભક્ત ખરાછો મારા, નક્કી મારા મનમાં હુ જાણું;
રવિ શશીને ધરણી, તપે જહાંલગી કહુ હુંતો, .

ચીરંનજીવી રહેજ્યો, કરજે લંકાનુ રાજ્ય તુંતો.

ધુળની લંકા કરી વિભીષણને લંકાની ગાદી આપી.

( ક્ષત્રી કલંક. )

રાવણ—જાને સીંધુની સામેપાર, ખબર જઇ કહેને તુંતોરે.

જઇ આવ જલ્દી આવાર. ખબર.

સીતા માટે કરે શીદ વેર, જાને છાનો માનો તારે ઘેર.

સુગ્રીવને કહેજે તુંતો સત્ય. ખબર.

વેર કરવાની સી સુઝી મત્ય. ખબર.

તારૂ સૈન લઇ જાને ઘેર. ખબર.

રામ અર્થે સ્યાથી બાંધે વેર. ખબર.

( ગીતી. )

શુ૦ સૈન્ય સુગ્રીવ લઇ તુંતો, જાને તારા કિષ્કંધા ગામ;

રાવણ મીત્ર થાશે, સું કરશે તુજને એ રામ.

શુક—હું મુઓ મારા બાપ છોડાવો મુને,

છોડાવો મુને, છોડાવો મુને. હું મુઓ૦

માર ખાવા મોકલીયો મુજને,

શું કહું રાવણ રાજા તુને. હું મુઓ૦

રામચંદ્ર—અરે હે સમુદ્ર હું અત્રે ત્રણ દિવસથી બેસી રહ્યોછું પરંતુ આટલી સ્તુતી કરતાં તું મારગ આપતો નથી તો હવે તારૂ જળ શોષી લઊં.

( ક્ષત્રીકલંક. )

રામચંદ્ર—ગર્વીષ્ટ બન્યો તુંતો આજ, જળ સર્વે હું સોષી લઊંરે.

તેતો કર્યું નહીં મારૂ કાજ. જળ સર્વે૦

શું વીચાર કર્યા અલ્યા ગંન, દેખી વ્યાકુળ થાયછે તંન.
ઘણી વારથી બેઠો આ ઠામ. જળ સર્વે૦
આગ્ના ભંગ કરી તે દુરાચાર. જળ સર્વે૦
જાત વેદનું કાઢું હું બાણ. જળ સર્વે૦
નક્કી લઉ હવે તુજ પ્રાણ. જળ સર્વે૦

( બુલબુલ. )

સમુદ્ર—પ્રભુ મારા ક્ષમા માગું, ઘણો લાજી પગે લાગું,
દયાળુ છો સૌ સૃષ્ટી પરે, કૃપા પાત્ર છું, તમારૂં ખરે;
વચન માન્યું નહીં આપનું, અભીમાની આ દીશ,
શરણે આપને આવીયો, નમાવું ચરણે શીશ;
દયા લાવો પ્રભુજી અરે, કોપ શું કરો પ્રાણીયો મરે. પ્રભુ.
આપ કહો તે હું કરૂં, પણ સુણો રઘુરાય,
તેથી લાજજ આપની જશે કહું મહારાય;
ઊપાય બીજો, બતાવું અહીં. પાગ બાંધીને; જાઓને તહીં. પ્રભુ.
નલ નીલ સીલ્પી સારા છે, આપ સૈન્ય મોઝાર,
આગ્ના આપો તેહને, પાગ બાંધે નીરધાર;
તેના હાથથી પથ્થર તરેછે, સીલ્પી કામ તે બન્ને કરેછે. પ્રભુ.

( ત્રીતાળી. )

રામચંદ્ર—વાત કહી સત્ય તમે ભ્રાત, વચન કહું સુણો ખરેખાત,
બાણ કદી પાછુ નવ ફરે, ચઢાવેલું કદી ના ઊતરે;
નાખું કઇ દીશાની મોઝાર, સુઝતુ નથી કાંઇ આધાર,
પશ્ચિમ દીશે મરતદૈત્ય રહેછે, લોકોને ઘણું દુખ તે દેછે;
પીડા પામે ગોદ્વીજ ને સંત, માટે આણુશો તેનો અંત.

## ડરમાં તું દીલ.

રાવણ—સંકલ્પ ઉપજે આજ મીત્ર મને (૨)
રામ મારી કરૂં હું કાજ મીત્ર મને (૨) સંકલ્પ૦
ચીંતાએ કરીને કૃશ છે કાયે,
જનક કુમારી વશ થાયે;
એવો કાંઇ રચોને ઊપાયે,
તો શાંત થાય મુજ દાજ. મીત્ર મને૦

પ્રધાન.—કપટ કરી હું જાઊંછું ત્યાંહે,
સીતા ભોળવી લાવું હું આંહે;
ધીરજ ધરો તમે મન માંહે,
તમે બેસો સુખે રાજ. મીત્ર મને૦

## બનજારો.

રાવણ.—કર કબુલ કહ્યું તું મારૂં શું જાશે તેમાંથી તારૂં,
પતિવીણ રઝળી મરશે, દુખ કોણ તારૂં જીવ ધરશે,
કહું સત્ય વાત, કરીશ તુજ ઘાત,
વચન માન મારૂં. શું જાશે૦

સીતાજી.—દુષ્ટ પાપી તું છાનો રહેને, કમજાત શું તું કહેને,
હું કરીશ તારો ઘાત માનું નહીં વાત;
એવું હું ધારૂ નહીં માનું કદી હું તારૂં.

રાવણ.—રામ રાવણમાં શો ભેદ........................ .....

સીતાજી.—.............સુણી વચન થાયે ખેદ,
મારશે તુજને મગ સ્યામ, કૃતાતને ધામ;
પહોંચાડશે વારૂ. નહીં.

( હું મસ્તાની પ્રેમની. )

**સીતાજી.**—કૌશલ્યા નંદન આવોને મને સાહ્ય થાઓરે;
સહાય થાઓરે પતિ મારી વ્હારે ધાઓરે. કૌશલ્યા૦
પ્રીયપતિ મુજને તજી સ્થીર ચીત્તથી આજ,
વાસ કર્યો ક્યાં વાલમા, ધાઓને સીરતાજ;
મુજ હ્રદયે ઉઠેછે લાય (૩) શાંન્તીમેઘ આપ વરસાવોરે. કૌ૦
હે મુજ દીયર લક્ષ્મણ તુને કર્યો તુચ્છકાર,
રીસ રાખી મનમાં ગયો બંધુ તજી નીરધાર;
પાડું છું દેહ ને આ વાર ( ૩ )
સ્વામી થશે ક્યારે મેળાવો રે. કૌશલ્યા૦

(આવો કુમકુમને )

**સીતાજી**—શું પ્રાણપતિ તરછોડી,
મમ આયુષ દોરી તોડી;
મુકી ચાલ્યા શીદ નાથ,
શીદ છોડયો લક્ષ્મણ સાથ,
**શરમા.**—ચીંતા છોડો સુખ સાતા.
**સીતાજી**—મળી નાવ સમ તું માતા.
કરજે રાજ લંકાનું તુંતો, એ આશીષ આપું હુંતો.

( સાખ. )

**શરમા**—હે બાઇ મારી, ધીરજધારી, રહો સુખી આ ઠામ;
આ ધનુષ્ય કૃતિમ છે, અસુર માયા બળવાન;
શોક તજો તમે માત મારી, કુશળ લક્ષ્મણ રામરે. હે બાઇ.

રામ લક્ષ્મણ સુવેલુએ, કપી સાથે છે ત્યાંહી;
થોડા દીનમાં આવશે, ચીંતા કરશો નહીરે. હે બાઇ.
સીતાજી—વાહ ધન્યં ધન્ય છે માત તુને;
મળી નાવ સમ તું આણે સમે. વાહ.
શાન્તી આપી આવી તેં તો, માયા અસુરોની જાણી;
લંકારાણી, થજે શાણી, શું ગુણ કરૂં હું તુજને. વાહ.
દુઃખ કર્યું દુર મારૂં, એની શું બદલો વાળું. (૨)
શરમા—રાગ લક્ષ્મણ સૈન્ય સારૂ, સુવેલુએ છેજને. વાહ.

( કેરબો. )

રાવણ—જાને પ્યારી મારી આજ તુને કહું હું તોરે;
તુને કહું હું તોરે. (૨) જાને.
હે શુભ કલ્યાણી રાણી જા, અશોક બાગ મોઝાર;
લાવ્ય સીતાને મારી પાસે, જ્ઞાન બોધ કરી સાર જાને.
કપટ થકી નવ મળી જાનકી, માટે પ્રારથું તુજ;
સીતાને સમજાવી લાવે, તો સુખ થાયે મુજ. જાને.
માટે જાને વ્હાલી પ્યારી, વાર કરીશ નહીં આજ;
અશોક બાગની અંદર જઇને, કરજે એવું કાજ. જાને.

( ત્રીતાળી. )

મંદોદરી—પ્રતિજ્ઞાએ પુછુંછું સીતાય, ક્રોધ કરશો નહીં તમે માય.
રામ રાવણમાં શો ભેદ, એક આત્મા વ્યાપક વેદ;
સર્વે ભુતમાં રામ સમાન, સર્વ દ્રષ્ટમાં સત્તાવાન.
એક સુત્રમાં મણિ અપાર, એક સુવર્ણ બહુ અલંકાર;

માટે કરતાં રાવણશું પ્રીત, કહો તમારે શું વીપરીત.
છે સર્વ દેહી એક રામ, તો લંકેશ જુદો કોણ ઠામ.

**સીતાજી**—મીથ્યા રાવણ રામ એ સત્ય, નાવે સમાન કૃત્ય અકૃત્ય;
સચ્ચીદાનંદ પુરૂષ પુરાણી, તેને જાણ મંદોદરી રાણી;
માટે જીવને શ્રી ભગવાન, કહો કેમ આવે તે સમાન;
એ બે પક્ષ કરી અભિરામ, નાવે તુલ્ય રાવણને રામ.

## ( બનજારો. )

**મંદોદરી**—કહું સુણો સ્વામીનાથ, વિનવું જોડીને હાથ.
નવ યુધ્ધે તમે જાશો, પાછળથી તમે પસ્તાશોરે;
બળીઆ યોદ્ધા તેમની સાથ. વિનવું.
કરો પરસ્ત્રીનો અભિલાખ, બળી થાશો તમે રાખરે;
સત્ય માનો કહું હું નાથ. વિનવું.
સોંપો સીતા જઇને આજ, તેથી સરસે તમારું કાજરે;
કરો મીત્રી રામની સાથ. વિનવું.
તમ બંધુ વિભીષણ જેહ, ગયો રામની શરણે તેહરે;
ચીરંજીવી કર્યો રઘુનાથ. વિનવું.
જળ ઉપર પાષાણ ઉતાર્યા, આવી સુવેલ ઉતાર્યારે;
બળીઆ સાથે ભીડો નહીં બાથ. વિનવું.

## ( લાવણી. )

**રાવણ**—હે કમળ વદની (૨) કલ્યાણી સુણ મમવાત.
તું વચન બોલે જેટલાં, તે સત્ય છે સાક્ષાત.
મેં વેર કીધું (૨) રામ શું જાણે ત્રણ લોક;

જો હવે મુકું પુરૂષાર્થ તો જીવ્યું થાયે ફોક.
એક વાર મૃત્યુ (૨) સૃષ્ટીમાં સૌને નીરધાર,
પણ પરાક્રમ નવ કરે તે જીવતરને ધિક્કાર.
એ છે ઇશ્વર (૨) ભગવાન જાણું સાક્ષાત,
પણ હવે શર્ણે જવાયે નહી, સુણ સતી તું વાત.
સુણ સુંદરી તું (૨) યુદ્ધ કરવું રઘુવર સાથ,
પામીશ રૂડી ગતિ થશેજો, મરણ રામને હાથ.

( ગજલ. )

**મંદોદરી**—કહુંછું સ્વામી શીરનામી સુણોને અરે,
પરનારી અભીલાષથી તમ કામ નહી સરે, કહુંછું૦
વિનતી સુણો પતિ માહરા, કરગરી કહે અબળાય,
નિશ્ચે કહુંછું આપને એ રામ નહી જીતાય;
લાજ માહરી રાખજો, પતિ માન્યું નહી વચન,
હાથે કરી સ્વામી માહરા, રીદ ખુઓછો તંન. કહુંછું૦

( અલબેલી અકળાયતું. )

**રાવણ**—પ્યારી મનમાં મુઝાયતું શાને, રણમાં જાઊં આજ (૩)રે.
છેલ્લું યુદ્ધ આ વખતનુંછે, ઇશ્વર રાખશે લાજ (૩)રે.
**મંદોદરી**—સ્વામી કહું સત્ય વચન લહું, રણમાં જાશો ન નાથ,
પ્રાણ પતિ...આ વિનતી..................
**રાવણ**—..........................શાન્ત સતિ. પ્યારી૦
**મંદોદરી**—રણમાં જીતશો નહી સ્વામી તમે, જોડું બન્ને હાથ,
હે નૃપતિ...હે નૃપતિ..!..................
**રાવણ**—..........................શાન્ત સતિ. પ્યારી૦

( ગીતી. )

**રામચંદ્ર**—વિભિષણ સુણોને, યુદ્ધ કર્યા વિણ રાવણ નહી માને;
સમજી સીતા ન આપે, માટે કરીએ વિલંબતો શાને.

( ત્રીતાળી. )

**વિભીષણ**—મહારાજા ધીરજ મન ધરીયે, શામ દામ ભેદ દંડ કરીયે,
સીખ શાણા પાસે કરાવીયે, ન માનેતો યુદ્ધ આદરીયે.
કોઇ ડાહ્યો સોધો આ વાર, જાય રાવણ સભા મોઝાર.

**સુગ્રીવ**—જાઓ અંગદ તમને હું જાણુ..............
.........................આપ આજ્ઞા હુંતો પરમાણુ.

( જાઓ જાઓને રાજાજી. )

**રામચંદ્ર**—જાઓ (૨) ને અંગદજી આજે કહું તમનેરે,
શાણાછો સુલક્ષણા ઘણા, પ્રીયછો હમનેરે. જાઓ૦
લંકામાં જાઓ આ વારી, જઇ સમજાવો અહંકારી,
એને સીખ દેજો બહુ સારી.

**અંગદ**—પ્રભુ મને આ કામ શું બતાવ્યું આજેરે. જાઓ૦
આપો આજ્ઞા જાઉં હું ત્યાંય, મારૂ રાવણને ક્ષણમાંય,
લાવું શ્રી જાનકીને આંય.

**રામચંદ્ર**—મારવો નહી રાવણ કરવી વિહ્રી તેનેરે. જાઓ૦
જો માનેતો ઠીકછે, નહીતર મારશુ માર,
માટે જાઓ અંગદ તમે લંકામાં હીરધાર;
શાણા છો સુલક્ષણા ઘણા પ્રીય છો હમનેરે. જાઓ૦

( ગીતી. )

**રાવણ**—બોલ કપીવર તુંતો, ક્યાંથી આવ્યોને તું છે કોણ;

કોણે મોકલ્યો તુને, કેમ આવ્યો સભામાં નીરવાણુ.

( કેરબો. )

અંગદ—માનો માનો રાવણુ તમે સત્ય માનોરે,
તમે સત્ય માનોરે ( ૨ ) માનો૦
હે દશાનન વાલી પુત્ર, અંગદ હુ છું આજ,
દૂત છું રઘુવીર કેરો, આવ્યો વિષ્ટી કાજ. માનો૦
સીતાજી સોંપો રામને, જઈ મળોને લંકારાય;
મૃત્યુ થકી તમે ઉગરો, રાજ્ય નીરભે થાય. માનો.
આ દેહ ભંગ છે જાણી, ટાળીયે કુઆચર્ણ;
હું કરતા અભીમાન મૂકીને, રહીએ હરીને શર્ણ. માનો.

( ક્ષત્રીકલંક. )

રાવણ—સુણ મર્કટ તુ આવાર, વીચારીને વદતું હવેરે;
એ રામના શા છે ભાર. વિચારી.
હું ઉપાસીક સીવનો આજ, રામ શર્ણે જવાથી શું કાજ.
વેર બાંધી લાવ્યો સીતાનાર. વિચારી.
જઇ મળવાથી પામું ધીક્કાર. વિચારી.
જઇ રામને કહેજે તું આજ, એમ કરગરે નવ થાયં કાજ;
એમ દેખે નહીં સીતા મુખ. વિચારી.
વધુ બોલેતો પામીશ દુઃખ. વિચારી.

( સાંભળને સુગ્રીવ મીત્ર તું )

અંગદ—અરે દશાનન સાંભળને તું;
જે સત્ય હું કહું. અરે દશાનન.

મંદ મતિમાન વચન મારૂં, આમાં શું સાર્થક થનારૂં;
સીતા પાછી આપી દેને તું. અરે.
રાવણ—રામને શું બહુવાર વખાણે, રાવણ બેઠે નહીં સુખમાણે;
અલ્યા એમ છેતરાઊં નહીં હું. અરે.
અંગદ—રામની સાથે વેરજ કીધું.
હાથે કરી મોત માગી લીધું;
ધીક તારી બુદ્ધીને છે શું. અરે.

( ગજલ. )

ઇંદ્રજીત—આવું અઘટીત કેમ બોલે કપી તું;
ઇંદ્રજીત મહા બળીયો કહેવાઊંછું હું. આવું.
રામને તમો કપીથી થવાનું છે શું;
બેઅદબી બાષણ ન કાઢ કહુંછું હું. આવું.
( લક્ષ્મણને ઇંદ્રજીતે મુર્છા કરી. )

બુલબુલ.

રામચંદ્ર.—દશા આ શી થઇ તારી દુખમાં નાખીઓ ભારી,
કહે વીરા તને શું થયું, બોલ વચન વિખ્યાત.
નેત્ર ઉઘાડીને જો વળી, કહે સુખની વાત;
અરે બંધુ બોલ આ વારી. દુખમાં૦
ચૌદ વરસ વનમાં તમે ફળ આપેલાં જેહ,
હું એવો નિર્દય જે, ખાવા ન કહ્યું તેહ;
તે માટે શું રીસ કરી ભારી. દુખમાં૦
વિજયી બંધુ માહરા, પડયોછે આ વાર,

પ્રાક્રમ તારૂં અતિ ઘણું, નીર્મળ જશ વિસ્તાર;
સેવા મરજી માફક મારી. દુખમાં૦

## (મહોલે પધારો મહારાજ)

રામચંદ્ર.—લાડકડા મમ વીર સુતો કેમ આજે તું અહીંઆં
હું તો શી રીતે ધારૂ ધીર. સુતો૦
કહે બંધુ થયું શું તને, વચન વદો વિખ્યાત;
નેત્ર ઉઘાડી જો અરે, કહે મુજને સુખ દુખ વાત સુતો૦
નિદ્રા કરી નહીં ચૌદ વર્ષ, વનફળ આવ્યાં જેહ;
સુકાં ખાધાં મેં અરે, બધુ મુજને દીધો કેમ છેહ. સુતો૦
મમ મરજી સમ વર્તતો, કેમ પડયો આચાર;
પ્રાક્રમ તારૂં છે અતિ તારો જશ નિર્મળ વિસ્તાર સુતો૦
હું અવધપુરે જઇ, શું દેખાડીશ મુખ;
તુજ વીના થયો દુખીયો, મને દેવે દીધું કેમ દુખ. સુતો૦
ભરત શત્રુઘ્ન પુછશે, કહીશ શું હે ભ્રાત;
મરણ તારૂ સાંભળી નહીં જીવે સુમીત્રા માત. સુતો૦

## લાવણી.

રાવણ.—સુણ મર્કટ તું (૨) છાનો રહે નીરધાર,
તારા રામને જાણુંછું શું વખાણે વારંવાર:
પૈસાની આશે (૨) જેમ જશ ગાયછે ભાટ,
કરે કીર્તી રામની શું બોલેછે બારેવાટ,
હું જાણુછું (૨) એ પરાક્રમ શું કરશે,
વાનરશુ મીત્રી કરીછે તે કાર્ય શું સરશે;

યુધ્ધ કર્યા વીણુ (૨) સીતા સોંપું નહીં આજ
કહે તારા રામને કરગરે નહીં થાય કાજ;
બોલ મર્કટ તું (૨) સાચે સાચી કહે વાણુ,
પીતા તારો કોણુછે, તે કહેને તું નીરવાણુ.

અંગદ.—ધીક ગુમારતેં મદાંધ થઇને વચન બોલે શું આ વાર,
સીખ દેતાંમાં ક્રોધ કરીને, બહેકી જાય તું આ ઠાર;
પણુ નહીં નહી નહી તુને શરમ લગાર,
નીશ્ચે કુળનાશ થાશે માન તું ગમાર. ધિક્ક૦

ગીતી.

રાવણુ—બોલ વિચારી તું તો સભામાં તું હુંકારા દેછે,
સત્યવાત હું કહુંછું, અઘટીત વચન તું તો વહેછે.

કવીત.

અંગદ.—માન્ય કહ્યું મુઢ મતિ જ્ઞાન હીણુ મંદ ગતિ,
શ્રાપ દીધો સીતા સતી, પડયો પાપ પાસમાં;
મોકલ્યો કાસદ કામ, હુકમ દીધો ન રામ,
નહીંનો વાસુ ઠામો ઠામ, વાંદરાં આ વાસમાં;
બલપણે ભાંખુ ભાખ, શાસ્ત્ર તણી દેઇ સાખ,
ઇંદ્રજીત જેવા લાખ ઉરાડું આકાશમાં;

( ગીતી. )

અંગદ—બોધ ઘણો મેં દીધો, માન્યું નહીં વાર કરૂં શાને;
મુરખને શું કહીએ, દંડ દીધા વીણુ નહીં એ માને.

( ત્રીતાળી. )

અંગદ—સુણુ કહું રાવણુ રાય, જો ઉઠાવે તું મારો પાય.

પછી અવધપુરી રામ જશે, હારેથી સીતાજી અહીં રહેશે.
અલ્યા તારા શા દીસેછે ભાર, ફેંકી દઉં તને નીરધાર.

( ગીતી. )

અંગદ—બળીયો બહુ છે માટે, પાય ઉઠાવે કદીએ મારો;
શું મુખ લઇ જાઊં, હે પરમાત્મા આશરો છે તારો;
અંગદ—અલ્યા દશાનન રાજા, મુઢ મને તું નમે છે શું આજ;
રામચંદ્રને જઇને, નમી પડેતો તારૂં થાય કાજ.

( બનજારો. )

અંગદ—મેતો શીખ દીધી બહુ ભારી, નવમાને એ અહંકારી.
સ્નાનથી કાગ હંસ ન થાયે, તેમ વિદ્યીથીએ ન મનાયેરે;
સીખ દીધી ઘણી મે સારી. નવ૦
માટે વાર કરવી શાને, દંડ દીધા વીના નહી માનેરે,
કરો યુદ્ધની ઇશ તૈયારી. નવ૦
કહે રાવણ બળીયો કહાઊં, તુજ રામથી નહી જીતાઊં રે;
નહી આપુ હું જનક કુમારી. નવ૦
કરો યુદ્ધ તૈયારી આ વાર, નાંખો રાવણ રણ મોઝાર,
દશ શીસને નાંખો સંહારી. નવ૦

( ક્ષત્રીકલંક. )

હનુમાન—આવ આવ રાવણના બાળ, તને હવેતો ઠેર મારૂંરે.
તુને જોઇ આવેછે મને કાળ. તને૦
તારા પીતા શું વિચારી મંન, ખોવા મોકલ્યો તારૂં તંન.
માટે સત્વરથા તૈયાર. તને૦
ઘેર જવાની આશા ન ધાર. તને૦

(શું કર્યું હે બંધુ તેં.)

રામચંદ્ર—મુકી બંધુ આજ તું પડયોછે કેમ પ્યારા;
રંગ માંહી ભંગ કીધો, બોલ વહાલા મારા. મુકી.
સાથે આવીને સુજાણ, માર્યાં શું વિયોગી બાણ.
જખમ કીધા મારા પ્રાણ. (૨)
રાવણ હણવા જાણ, ઉઠ ચક્ષુ તારા. મુકી.
ઉઠ હવે હે ભ્રાતરે, મુજ દીલ અતિ દુભાય;
વિયોગ વ્હાલા તાહરો, મુજથી સહન ન થાય.
ધિક્ક ધિક્ક મને યાર, લેવા જતાં સીતા નાર;
બંધુ ખોયો મેં નીરધાર. (૨)
વિયોગીને થાઓ વ્હાર, ઉઠ બંધુ મારા. મુકી.

(લલીત.)

રામચંદ્ર—અરેરે બંધુરે આમ કેમ થયા, મુકી મુજને શું પતન થયા.
તમ વીના અરે દુખી થાઊરે, અરેરે ભ્રાતરે કયાં હું જાઊરે.
હે બંધુ તને નાવીરે દયા, મુકી મુજને૦
બંધુ માહરા જીવ જાયરે, ઉઠીને હવે બચાવ હાયરે.
મારા ઉપરે દવેશી શું થયા, મુકી મુજને૦
હાય હાય હાય શું હવે કરૂં, તારાવીણ હું ધૈર્યશે ધરૂં.
મારા પરતું લાવને દયા, મુકી મુજને૦

(સીતાજીના મહીના)

રામચંદ્ર—બંધુ મારા તમે અરે આમ આજ પતન કેમ થયા.
આવું અચાનક દઇ દુખ, નિર્દય થઇ કયાં ગયા.
મારે કયા જનમનાં પાપ આજે આવી નડયાં;

મારો ઉમંગ કર્યો સૌભંગ, અસહ્ય દુઃખો પડયાં
બંધુ મુકી મને કેમ આજે તમે પરવશ થયા.
ઉઠોનેરે હવે તમે ભ્રાત લાવીને કાંઈ દયા.

માલીની.

રામચંદ્ર—કહું કહું કહું બંધુ સુણને આજ તું તો,
અતિશય દુખ પામું, તુજ વિયોગે હું તો;
કરી કરી કરી મહેર ઉઠને ભ્રાત મારા
કંઇ કંઇ કંઇ દયા લાવને ચક્ષુ તારા;
ઉઠ ઉઠ ઉઠ બંધુ દુઃખને મારી આજે,
જનક તનયા લઇ કરીએ શુભ કાજે.

( ત્રીતાળી )

સુસેણ.—દ્રોણાચળ પર્વતપર જેહ, અમૃતવેલી નામે છે તેહ;
રાતમાં લઈ આવે આ ઠામ, તો સુધરશે આપનુ કામ.
વેલી લાવે તો જીવે વીર, નકી કહુ છું સ્યામ શરીર;
હનુમાન.—આજ્ઞા આપો જાઉં લેવા કાજ, આપ કરૂણાથી મહારાજ;
રામચંદ્ર.—પ્રાણ સખા વહેલો આવજે, સીઘ્ર કામ કરી લાવજે.
રાવણ.—અરે હે કાળ નેમી હનુમાન દ્રોણાચળ પર્વત ઉપર અમર વેલી લેવા જાય છે તો રસ્તામાં કપટ કરી તેને રાત આખી ત્યાં ગુમાવે તેવી રીતે કરજે.
કાળનેમી.—હે મહારાજ આવો પધારો મારો આશ્રમ પાવન કરો.
હનુમાન.—મને તૃષા લાગી છે માટે જળપાન કરવું છે.
કાળનેમી.—પેલુ સરોવર છે તેમાં પાણી પી વળતી અહીં પધારશો
(સરોવરમાં મગરી.)

**હનુમાન**—હે બાઇ તુ કોણ છે.

(મગરીની પુર્વ જન્મ વાત)

**મગરી**—પણ પેલો રાક્ષસ રૂપી થઇ બેઠો છે તે રાવણે મોકલ્યો તે તમને વિઘ્ન કરશે માટે સાવચેત થઇ રહેજ્યો.

**કાળનેમી.**—આવો પધારો હનુમંતજી આપણુ ગળાગે.

**હનુમાન.**—હા આવો (એમ કહી મુષ્ટી મારી મારી નાંખ્યો. (દ્રોણાચળ લઇ આવ્યો.)

**ભરત.**—હે ગુરૂ મહારાજ મને આજે સ્વપ્નું થયું કે જાણે મારો જમણો હાથ કોઇ કાળના મોંમાં છે.

**વશીષ્ટ.**—હે ભરતજી લંકામાં રામ રાવણને યુદ્ધ થાય છે તેમાં કંઇ વિઘ્ન હશે. (શાન્તી યગ્ન કર્યો)

**ભરત.**—અરે કોઇ રાક્ષસ મારો ભ્રાત રુપ કરે છે તેમને મારવા જાય છે માટે આ બાણથી તેનો પરાજય કરૂં.

**ભરત.**—હે બંધુ તમે કોણ કહો નીરધાર,
રામ નામ જપો મુખે કેમ આવ્યા આ ઠાર; હે બંધુ.

**હનુમાન.**—રાવણ વેરી, લક્ષમણ ઘેરી, સાંગજ ઝેરી,
હૃદય મોઝાર, માર્યો માર, જુગદાધાર
શોક અપાર કરે તે ઠાર; હે બંધુ.

**રાગ્રમી.**

**ભરત.**—શાબાશ બાઇ તુજને, ધન્ય છે હનુમંત.
ચાર કોટી યોજનથી, લાવ્યો ગીરી બળવંત. શાબાશ.
દાસ હું છું રઘુવીરનો, કનીષ્ટ બંધુ જાણ.
મુજ નામ તો ભરત છે. કહું સાચી વાણ. શાબાશ.

રણીયો છું શ્રીરામનો, અપરાધી છું આજ;
કોઈ દી સુરત કરીને, સંભાળે છે મહારાજ; શાબાશ.
**હનુમાન.**—રવી ઉદે પહેલાં જાઉં તો જીવે લક્ષમણ વીર;
**ભરત.**—શાબાશ ભાઈ તુજને રાખ મનમાં ધીર. શાબાશ,
રવી ઉદે પહેલાં પહોચાડું, લંકામાં નીરધાર;
પર્વત સહીત બેસો તમો, બાણુપર આવાર; શાબાશ.
**હનુમાન**—દાશ હું છું રઘુવીરનો, જઈશ હું તે ઠામ;
**ભરત**—ઘણા કરીને કહેજ્યો મારા, પ્રભુને પરણામ. શાબાશ.
હનુમાન દ્રોણાચળ લાવી ભરતનો સંદેશો રઘુપતિને કહ્યો.

( ત્રીતાળી. )

**હનુમાન**—ભરતજીએ કહ્યા છે પ્રણામ, આપ સ્મરણ કરે છે તે ઠામ.
**રામચંદ્ર**—અહો બંધુ એ ભર્થ સમાન, એવો નીર્મળને ગુણવાન;
થયો નથી થશે નહીં ભક્ત, ભરતના જેવો કોઈ ભક્ત.
ભાઈ હવે કરવી નહી વાર, મારવો રાવણને નીરધાર;
નથી ગોઠતું મુને આંહી, મારે જાવું અવધપુર માંહી.
**રાવણ**—અરે હે પ્રધાનજી હવે આપણે શું કરવું.
**પ્રધાન**—આપનો બંધુ કુંભકર્ણ નીંદ્રાવશ છે તેને જગાડો એટલે આપણું કામ પાર પડશે.

( ગીતી. )

**રાવણ**—જાગો બંધુ મારા, દુઃખ પડયું છે મુજને બહુ ભારે;
રામ લક્ષ્મણ આવ્યા, ઉઠો યુદ્ધ કરવા આવારે.
**રાવણ**—અરે હે બંધુ હું રામચંદ્રની સ્ત્રી સીતાને હરી લાવ્યોછું ને લક્ષ્મણ રામને વાંદરાઓ સર્વે આવેલા છે ને યુદ્ધમાં મારો પરાજય થયો છે ને મારૂં અપમાન થયું છે તેથી હે બંધુ

તને જગાડવો પડયો છે.

કુંભકર્ણ—અરે હે બંધુ આ બધું કામ ખોટું કીધું છે એ રામ સાક્ષાત ભગવાન છે ને વાંદરાઓ એ સર્વ દેવ છે તેવું નારદે પ્રથમ મને કહેલ હતું. એક સ્ત્રી જાત સીતા તારાથી નહી જીતાઈ, હનુમાનનું બળ તારાથી સહન ન થયું તો વેર બાંધવાનું કારણ શું હું નક્કી જાણું છું કે હવે તારા વંશનો નાશ થવા બેઠો છે.

( ગીતી. )

કુંભકર્ણ—લક્ષ્મણને માર્યાવીણ, સીદ્ધી થવાની નથી બંધુ જાણ;
હું યુધ્ધે જાઉં છું, નીશ્ચે તેમાં જશે મુજપ્રાણ.
( કુંભકર્ણનાં નાક કાન સુગ્રીવે કરડી ખાધાં. )

( ગીતી. )

કુંભકર્ણ—નાક કાન મમ છેદયાં, સુગ્રીવે આવીને આવાર;
શું મુખ લઇ જાવું, હવે મારા જીવ્યાને ધીક્કાર.
( કુંભકર્ણ મર્ણ પામ્યો. )

( ધનાશ્રી. )

રામચંદ્ર—ચીંતા મુજને થાય, બંધુ મારા ચીંતા મુજને થાય;
રાવણ પુત્ર ઇંદ્રજીત જે, માયાવી કહેવાય. બંધુ.
મૃત્યુ બતાવો એનું તમેતો, જેથી કાર્ય સીદ્ધ થાય બંધુ.

( ડરમાં તું દીલ સાથ. )

વિભીષણ—સુણીયે હે જગતાત, વાત મમ સુણીયે હે જગતાત.
કહું ઇંદ્રજીતની ઘાત. વાત મમ.
તજ્યાં હોય બાર વર્ષ જેણે,

આહાર નીંદ્રા કરી ન હોય જેણે;
બ્રહ્મચર્ય વ્રત પાળ્યું હોય જ્યારે.
તે વીણ ઇંદ્રજીત ન મરાયે;
એવો સૈન્યમાં હોય સાક્ષાત. મગ વાત.

**રામચંદ્ર**—લક્ષ્મણ વીરા થાઓ તૈયાર;
કરો રાવણ સુતનોરે સંહાર,
માયાવી અસુર છે બળવંત;
લેજ્યો બંધુ જલદી એનો અંત;
દીપાવજો ક્ષત્રીની જાત.

**વિભીષણ**—વાત મગ સુણીયે હું જગતાત.

## ( ત્રીતાળી. )

**લક્ષ્મણ**—આપો આગ્ના મુને પ્રભુ આજ, જઇને કરી આવું હું કાજ,
તમારી કૃપાએ નીરવાણ, લઊં ઇંદ્રજીતના હું પ્રાણ;

**રામચંદ્ર**—ભલે જાઓ બંધુ તમે આજ, કરજ્યો ઇંદ્રજીત વધ કાજ,
વળજ્યો વહેલા વીજયને પામી.....................

**લક્ષ્મણ**—..............વારૂં જાઊંછું આશીશ પામી.

( યજ્ઞ ભંગ કર્યો. )

## ( કેરવો. )

**ઇંદ્રજીત**—ધીક ધીક છે આચાર, કહું કાકા તુનેરે;
કહું કાકા તુનેરે (૨) ધીક૦
કાકા તેંતો કુળ લજાવ્યું તમને છે ધીક્કાર;
મારા સામે યુધ્ધે આવ્યા લાજ નથી લગાર. ધીક૦
રઘુપતિ શર્ણે જઇ કરાવ્યો કુળનો નાશ;

રડા તમને કોણ કહેશે, થયા રામના દાસ. ધીક૦
કીર્તી ઝાંખી કરી કુળની, જશ કર્યો નહીં લેશ;
ઘણું જીવ્યાથી શું થયું, કાકા વ્યંઢળ જેવો વેશ. ધીક૦

( ગીતી. )

લક્ષ્મણ—સાચી ભક્તી હોય મારી, રામચંદની પ્રત્યે નીરધાર;
આ મુજ બાણથી મરજ્યો, રાવણનો સુત ઈંદ્રજીત ઠાર.
( ઈંદ્રજીત મરણ પામ્યો. )

( સીતાજીના મહીના. )

સુલોચના—સ્વામીનાથ મારા સીરતાજ, તમે તો ક્યાં ગયા,
આવું અચાનક દઈ દુખ, દુઃખી તો તમે થયા;
મારે ક્યા જનમનાં પાપ, આજે આવીને નડ્યાં,
મારા તજાવ્યા હૈયાના હાર, અસહ્ય દુખો પડયાં;
સ્વામીનાથ મુકી મને કેમ, તમે પરવશ થયા,
દાસી કરે છે વલોપાત, આણીને તમે દયા;

સુલોચના— ( લલીત.

તુમ વીના પ્રભુ જીવી શું કરૂં, પતિ પતી પતી તુને ક્યાં ગણું,
શું થયું અરે પ્રાણના વીભુ, અનહદ દુખો આવીયાં શંભુ;
સુંદર નાથરે, ક્યાં જઈ રહું, પતિ પતી પતી તુને ક્યાં ગણું,
જગત સરવે આ સુખનું ગયું, પતિ જતાં સહુ અસતનો થયું;
દુખની વાતરે કોને જઈ કહું, પતિ પતી પતી તુને ક્યાં ગણું,
કરમ કઠણથી કૃત્ય આ થયું, સર્વ સુખનો ગાયરૂ ગયું;
પતી દરશન ક્યારે હું કરૂં, પતિ પતી પતી તુને ક્યાં ગણું,
અરર ચીતમાં ચરર થાયરે, અરર ઇશ્વરા હાય હાયરે,
પતિ વીના હુંરો દેહને દમું, પતિ પતી પતી તુને ક્યાં ગણું.

સુલોચના— ( સુંદીર શામળીયા. )

રઘુપતિ સુણો સીર સ્વામીનું આપો,
સીર આપીરે, કષ્ટ ગાહરૂં કાપો;
સીર આપો હે વિશ્વ આધાર, સતી થાયે સીર લઇ આદારા,
મુકી ચાલ્યા મુજને પ્રાણ પ્યારા, સીર આપો ગુણ ગાઉ તમારા;
કરગરી કહે છે આ દારા. રઘુપતિ૦

રામચંદ્ર–શું જાણે સીર આવ્યું છે અત્રે, કાગળમાં લખ્યું મમ શીરછત્રે;
સુલોચના—જાણ કીધું મને પત્રે. રઘુપતિ૦
રામચંદ્ર—તારા સ્વામીને જીવાડું આજ, કરો રૂડી પેરે તમે રાજ,
સુલોચના—

ગણુ થયું આપ હસ્તે શીરતાજ, લાભ નહીં બીજો એ સમ આજ;
સીર આપો મહારાજ. રઘુપતિ૦

( માઢ. )

સુલોચના—સુણોને લક્ષ્મીનાથરે, નમુંછું તમને આજ,
લખ્યું હશે મમ કર્મમાં આવું, ઉતરવા શણગાર;
નાથ ગયેથી સુનો મુજને, લાગેછે સંસારરે. નમુંછું૦
દુખમાં નાંખી મુને આજ, આપી કષ્ટ અપાર,
અસ્ત થયો સુર સુપનો,મારે જાતાં પ્રાણ આધારરે. નમુંછું.

( સતિ થય. )

---

# અંક નવમો.

## રામગ્રી.

**રાવણ**—હાય હવે શું કરૂં ઉકેલાય મનમાંય
પુત્ર બંધુ આદી સર્વે, મરણ પામ્યા ત્યાંય. હાય.
હવે કોને મોકલું હું તો, યુદ્ધ કરવાને કાજ;
શત્રુનું બળ અધીકતો, વૃદ્ધી પામે છે આજ. હાય.

**વિદ્યુત્જીવ્યા**—સુણો મહારાજા વિનતી, મનમાં રાખો ધીર;
અહી મહી તમ મીત્ર છે, બળીયા બે વીર. સુણો.
તે હીતકારી છે આપના, તેને તેડાવો આજ;
હરી જશે બે વીરને, થશે આપણું કાજ. સુણો.

**અહીરાવણ**—હે બંધુ આપણા મીત્ર રાવણનો લંકામાંથી આજ પત્ર.
આવેલો છે તે માટે આપણે ત્યાં જવું જોઇએ.

**મહીરાવણ**—ચારૂ બંધુ આપ આજ્ઞા ચાલો જઇએ.

## ગીતી.

કેમ હમને બોલાવ્યા, હે મીત્ર મારા કહો તમે આજ;
સત્વરથી કહેશોને, એવું મારૂં પડીયું શું કાજ.

## ત્રીતાળી.

**રાવણ**—ભાઇ સુણો તમે મારી વાત, કહું આપને હું ખરેખાત
મારીયા મમ પુત્રને વીર, આવ્યા રામ લક્ષ્મણ રણધીર.
તમે દુખ ન ધરશો આજ, રાત વાખે હરશું મહારાજ;
આપશું બળીદાનજ ત્યાંહે, દેવીના ભુવનની માંહે;
પછી સૈન્યનો સંહાર કરજ્યો, ચીંતાતીણ થઇને ફરજ્યો.

વિભિષણ—હે બંધુ કપીઓ મારા ગુપ્ત અનુચરથી ખબર મળાની તેમાં રાવણના મીત્ર અહી મહી આવેલા છે તે માલમ પડે છે માટે આજ રાત્રે કંઇ કપટ કરશે માટે સાવચેત રહેશો, કોઇ નિંદ્રા વશ થશો નહીં.

રામ લક્ષ્મણનું હરણ કરી લઇ ગયા )

## રામશ્રી.

હાડાનાથ સખા પ્રીયે, બંધુ મમ રણધીર;
આ સમે ક્યાં ગુમ થયા, દરશન દયો રઘુવીર.
દરશન દયો હે નાથજી,
રામ લક્ષ્મણનું હરણ કર્યું અહી મહી બન્ને વીર,
તે તણો વીચારનો કરો, રાખો મનમાંહે ધીર;
છાના રહો બંધુ માહરા.
શોર બકોર કરો નહીં, વાત લંકામાં જાય.
સુનું દેખી યુદ્ધ કરવા, આવશે રાવણ રાય. છાના.

## લાવણી.

હે દયાવંત (૨) મુજ મીત્ર પવનકુમાર
અહી મહી આવી બન્નેને લઇ ગયા પુર મોઝાર
તમ વીણ કોણ (૨) પવન કરે એ ક્રુર
દીન હમો સૌ થઇ ગયા..................
......................જઇ ... તેને ચકચુર.
વાહ ધન્ય ધન્ય (૨) કહું તમને પવનકુમાર
રાક્ષસ સર્વે મારી લાવું. રામચંદ્ર આવાર;

ત્યાં લગી તમો (૨) સૈન્ય સાચવશો ધીર.
હું જાઉં છું હવે ન આવું લીધા વીના એ વીર.

( કેરબો. )

**મકરધ્વજ**—આવ આવ દુષ્ટ હવે તને ઠેર મારૂંરે;
તુને ઠેર મારૂંરે. (૨) આવ.
શા માટે તું અહીંઆં આવ્યો, કહેને સાચી વાત;
નક્કી મનમાં સમજ તું થશે તારી ઘાત. આવ.

( ક્ષત્રીકલંક. )

નક્કી મારીશ હું આવાર, તને હવે ઠેર મારૂંરે;
તું સ્મરણ કરી લે નીરધાર. તુને.
પીતા મારા હોયે હનુમંત. તુને તો નક્કી એજ મારેરે.
મને છોડાવી આણે તારો અંત. તને.

અરે તું મારો પુત્ર કયાંથી, હનુમંત તો મારૂંજ નામ છે માટે સાચી વાત જાહેર કરી દે.

મને માલુમ નથી પરંતુ મારી માતુશ્રીને બોલાવું.

(વાત કહી.)

હે શ્રી રામલક્ષ્મણ કયાં છે તે જાણતી હોતો કહે.

હા રામલક્ષ્મણને અહી મહી નામના બે વીર હરણ કરી મહીકાવતીમાં લાવ્યા છે ત્યાં કાલે તેમને દેવીનો ભોગ આપવાના છે માટે તમે દેવી મંદીરમાં ગુપ્ત થઇ રહેજ્યો.

( માઢ. )

**અહીમહી**—પુજા કરી પછી સ્તુતિ.

હે દેવી દયાળી ઉભા આવારી દવારે તારા દાશ;
મેહેર કરને માયાળી મુરતી સારી, આવ્યા તારે પાસ.
પુજા સામગ્રી કીધી છે, પુરણ કરીયું મન;
મેહેર કરીને દાશ ઉપર બોલને કાંઇ વચંનરે. હે.
હસ્ત જોડીને દાશ ઉભા છે, આપને દવારે આજ;
મન વાંછીત હમારાં તું કરને પુરણ કાજરે. હે.

( ત્રીતાળી. )

દેવીરૂપે—હું ગઇતી લંકામાં લેવા ભોગ, તમે ભલો મેળવ્યો સંજોગ.
મારૂતી—વાનર મારી ખપર ભર્યું ત્યાંહે, બે વીર લીધે આવીછું આંહે.
પ્રસન્ન થઇછું કરોને કામ, મુને ભોગ આપી લાવો રામ.
મધમાંસ રૂચે નહીં લગાર, પકવાન લાવોને આવાર.

( ત્રીતાળી. )

લક્ષ્મણ—બંધુ સુણો તમે મારી વાત, કેમ અહીં આવ્યા સાક્ષાત.
ભાઇ ધીરજ રાખો મંન, હર્ણું કર્યું અસુર પાપીજંન;
કાર્ય કરવું દેવોનું આવાર, અહી ગહી કરશું સંહાર.
( રામલક્ષ્મણને દેવી પાસે લઇ જતાં ચંદ્રસેનાનું મોહ થવું.
( દેવીમંદીર. )

અલ્યા તમારે જેનું સ્મરણ કરવાનું હશે તેનું સ્મરણ કરી લ્યો.
પછી દેવીનો ભોગ આપવાનો છે.

( સીતાજીના મહીના. )

રામચંદ્ર—કરૂં કોનું સ્મરણ હે યક્ષ વીચ્યારોને જરા,
રટણ મારૂ કરે દીન રૈન, સરવે વસુંધરા;

મારા સ્મરણ થકી ધરા સર્વ પાપથી મુકાય છે,
તોએ સ્મરણ કરૂં મનમાંહે, મારૂતસુત કાય છે;
પ્રગટ થાશે ક્ષણ માંહી તેહ, અરે આ પૃથ્વીપરે,
નક્કી ધારજે અસુર મન, મરણ આવ્યું ખરે.

હનુમાન પ્રગટ થઇ અહીરાવણ માર્યો.

રામચંદ્રને મહીરાવણનું યુદ્ધ.

**હનુમાન**—હે મહારાજા આતો કંઇ વીપરીત દીસે છે માટે હું તેનું મર્ણ પુછી આવું ત્યાં સુધી હે અશર્ણાશર્ણ આપ યુદ્ધ કરો. હે સ્ત્રી મહીરાવણનું મરણ જાણતી હોય તો કહે. વાત કહી. ( ચંદ્રસેના જાણે છે તેની પાસે મારૂતી ગયા. )

**( ત્રીતાળી. )**

**હનુમાન**—અરે માત સંકટમાંહે રામ, નિરાશ થઇ કરે રણ સંગ્રામ,
મહીરાવણ પ્રગટે છે અપાર, કહો જે થકી તેનો થાયે સંહાર;
**ચંદ્રસેના**—મને રામ મેળવને હે ભ્રાત, કહું મમ સ્વામીની જે થકી વાત,
**હનુમાન**—મહી મત્યુ પછી ન લાવું અહીં, વચન મારૂંછે માત માનો સહી.
**ચંદ્રસેના**—સુણો મહી મૃત્યુ તણી તો વાત.......................
**હનુમાન**—.......................કહોને સુણું છું વદો હે માત.

મહીરાવણ મૃત્યની વાત કહી. તે પ્રમાણે હનુમંતે કર્યું જેથી મહીરાવણ મર્ણ પામ્યો.

**રામચંદ્ર**— **( ત્રીતાળી. )**

હનુમંત જઇ આવ્યો ક્યાં હે સી રીતે મૃત્યુ પામ્યો આંહે,
આપ અંતર્યામી સાક્ષાત, નથી અજાણી કાંઇ વાત;

અંધાયો છું હું ભગવાન, મહીરાવણુનારે મુકામ,
તેની સ્ત્રી ચંદ્રસેના છે નામ, ઇચ્છા આપની જોઇ વાર્યો કામ;
તેણે મૃત્યુ બતાવ્યું મહારાજ, વચન આપ્યું થયું આવું કાજ.

( રામશ્રી )

રામચંદ્ર—એક પત્નીવ્રત મારૂ, નથી અજાણ્યું આજ,
ચતુર થઇ ભુલ્યો પડ્યો, કેમ કર્યું આ કાજ;
ધીરજ ધર હનુમંતજી.
પણ વચન તેં જે આપીયું, કરવું સત્ય પ્રમાણ;
જો વચન તારૂ જાયનો, લાજ જાય નીરવાણ. ધીરજ.
ચંદ્રસેના પાસે ચાલો, સાથ કરીએ એહ;
વીવેક કરી સમજાવીએ, કાંઇ કળાએ તેહ. ધીરજ.
ન થાવો સતી નીરાશરે (૨)
દ્વાપર માંહી કૃષ્ણ અવતારે, રાણીશ તુજને પાસરે. ન થા૦
સત્યભામા તું થઇને રહેજે, સુખેથી મમ આવાસરે. ન થા૦
એક પત્નીવ્રત મારૂં છે, તે જાણે તું ખાસરે. ન થા૦
હે સતી ચીંતા તું કરે નહી, પુરી કરીશ હું આશરે. ન થા૦

( આશાગોડી )

રાવણ—આશા નીષ્ફળ સૌ ગઇ હવે મારી આશા;
ઇંદ્રજીત સરખો પુત્ર મરાયો, કુંભકર્ણ જેવો ભાઇ. હવે૦
અહીમહી સરખા મિત્રરે મારા, કાળે નાખ્યા ખાઇ. હવે૦
હવે જીવીને મારે શું કરવું, સીતા મુને ઘણી થઇ. હવે૦
કુટુંબ સરવેનો નાશજ કીધો, મારૂ નીશ્ચે હું જઇ. હવે૦

( આશાગોડી )

**રાવણ.**--સુણ પ્રીયા સત્યવાત મારી, કરૂં રણમાં જવા તૈયારી;
જાઉં લશ્કર લઇને હુંતો, અહીં સુખે રહેજે તુંતો રે.
થઇશ નહીં કાંઇ દુખીયારી. કરૂં રણ.
જાવું લડાઇ કરવા સારૂ, સામા શત્રુને હું મારૂં રે
સીતા લઇ થઉં હું સુખકારી. કરૂં.

**મંદોદરી.**--સ્વામી મારા શીદ કરો છો રણ જવા તૈયારી,
કુટુંબ સર્વેનો નાશ થયો ને થયા લાચારી;
માટે હું તો સાચુ કહુછું, દાસીછું તમારી. સ્વામી.
સ્વામી મારા સાચુ કહુછું હું અબળા નારી;
જો યુધે જશો તમો તો નાંખશે એ મારી. સ્વામી.
માટે નાથ વીનવું આજે હું વારંવારી;
યુદ્ધ કરવા જાવું નથી લાભ કહું વીચારી. સ્વામી

**રાવણ.**--ભીલેજ ભાઇ થયો ગયો તું રામની પક્ષ માંડીરે;
શુરો થઇને આવ્યો તું તો મારા સામો આંડી.
ધીકાર ધીક છે તુજને, બતાવ ન મુખ મુજને;
નીપજ્યો અંગારો મમ કુળમાં, કીધો ગર્મ વીચારરે.
ઇંદ્રજીતને તેંજ મરાવ્યો તુજ વીરને ધીકાર;
મારૂછું આજે હું તુજને, બતાવ ન મુખ તુ મુજને;
શાસ્ત્ર પુરાંણ કહે છે તે તો માનીયું શાક્ષાતરે.
ઘર ફુટયું તેનું કર્મ ફુટયુ, તે તો સાચી વાત;
નપુશક ધીકાર તુજને, બતાવ ન મુખ મુંજને,

( ક્ષત્રીકલંક. )

વિભીષણ.--સીદ સીતા લાવ્યો કરી હઠ્ઠું, મંદ બુદ્ધી મલીન પાપીરે.
હું તો આવ્યો રઘુવીર શર્ણું. મંદબુદ્ધી.
તુને ઘણાં વચન કહ્યાં મર્મ, હવે ભોગવ આવે ફળકર્મ;
શીખ દેતાં લાત મારી મુજ. મંદબુદ્ધી.
પ્રહેલાદની માફક તજયો તુજ. મંદબુદ્ધી.

( ગીતી. )

જપે મૃત્યુ જય મંત્ર, જો પુરો થશે તે અનુષ્ટાન,
તો પછી મરશે નહીં, કહુંછું નકી સુણોને ભગવાંન;
વિઘ્ન કરો ત્યાં જઈને, યજ્ઞ પુરો જો નવ તેનો થાયે;
તો નકકી હું કહુંછું એ દશાનન નિશ્ચે મરાયે;

(લક્ષમણ તથા વાંદરા ત્યાં જઈ તેનો યજ્ઞ ભંગ કરવા માંડયો પણ છેવટે મંદોદરી ત્યાં લાવી નગ્ન કરવા માંડી. )

( ગીતી. )

મંદોદરી.—સુણોને હે નાથ બળી જાઓ તમારૂ ધ્યાન;
તમ છતાં લાજ લેછે કપી માટે મુકાવો સ્વામીન;

( લાવણી. )

સુણો લંકાપતિ મહારાજ ક્ષત્રીની રીતો,
કરી રામ સાથે સંગ્રામ, પામશો ભીતી;
એ ક્ષત્રી પુત્ર છે રામ અટંકી રાણો,
નહી નમે આપને કદી જરૂર મન જાણો;
સુતેલા સીંહને રાજ શીદ છંછેડો

કરે અરી તણો એ નાશ નહીં ભો કેહો.

## દક્ષણી લાવણી.

રાવણ—પ્યારી ગાભરી, કહું છું ખરી વાતરે
ડરીશ નહીં દીલ।। મહી ફીકર કંઇ, ડરીશ નહીં.
કહું છું ખરે ખાતરે. પ્યારી.
જાણીં છું હવે, રહેજે સુખે અહીંરે
રહેજે આરામ, સરસી ઠામ રાખજે હામ, રહેજ બાગ.
તું એકલી જાતરે. પ્યારી.

## મદન પડયો કેડે.

મંદોદરી—સુણોને સ્વામી વચનરે.
સાંભળોને સીરતાજ, સુણો.
અધીક વખત આપને કીધું, તોએ નઆવી લાજરે. સુણો.
સીતા પ્રીયા શ્રીરામની લાવ્યા, હરણ કરીને આજરે. સુણો.
કુળનો નાશ કરવાનો ધાર્યો, કેમ ખોવા બેઠા રાજરે. સુણો.
બળાપો નકર પ્યારીરે.
સાંભળને કહું વાતરે. બળાપો.
ઇશ્વરે અવતાર લીધોછે, એમ જાણી હરી નારરે. બળાપો.
છતેશા કીનીને મહેશા મુક્તી આપશે એ નીરધારરે બ.
લાજ આવે તમને નહે સ્વામીજી, નમી પડું પાળુ ધારરે સુ.
રીતમ નાંમાં બેરી રહું પ્યારી, ભાતમાં જે [illegible]રે. બ.

## ફેરબો.

રાવણ—પ્રાણ પ્યારી મારી વ્હાલી તને છેલ્લા પ્રણામ.

તુને છેલા પ્રણામ (૨) પ્રાણ.

આજે છેલ્લુ યુધ્ધ છે તેમાં હાર કે જીત.

રામ મુને મારે એવી નથી રહેતી બીત. પ્રાણ.

હે પ્રીયે ચીંતા સીદ કરે સુખરૂપ સંયોગ.

છુટકો નથી ભોગવ્યા વીણ કરમ કેરા ભોગ. પ્રાણ.

માટે રહેને ધીરજ ધારી, અહી પ્યારીતું;

બાકી સૈન્યા લઇ હવે યુધ્ધે ચઢુ હું. પ્રાણ.

## દક્ષોણી લાવણી.

મંદોદરી—સ્વામી માહરા, આ શું વદયા આપરે;

અરેરે હાય, કંપે કાય, લાગે લાય, મન મુઝાય.

ઉપજે ઘણો તાપરે, સ્વામી,

મુકી મુજને, હાય શુ વદયા વાતરે;

સુણી વચંન, કંપે તંન, વીકળ મંન, પડશે તંન.

કીયા જનમનાં પાપરે. સ્વામી,

## ગીતી.

રામચંદ્ર—ભાઇગો શત્રુ આવ્ગો આપણી સામો લશ્કરતો લઇને
માટે તૈયાર થાઓ, ટંકાર કરો તેની સામા જઇને.

## ( નીર્બળ શત્રુ સબળ રાજ્યપર. )

રાવણ—યાદ રાખજે અલ્યા રામતું, આવ્યો છે તુ આણીઠામ;
જીવતો મુકું નહીં હું તુજને પહોંચાડું તુજને યમધામ.
સીંહ સામે ભરી ફાળ, તારો નકી આવ્યો કાળ
દેખીને મનુષ્ય તને ઉપજે છે ઝાળ.
અસ્તરઆ તે રૂધીર ચાખવા થઇ તૈયાર. ( સીંહ ) યાદ

### ફેરબો.

રામચંદ્ર—મારૂં મારૂં હે પાપી તને ઠેર મારૂંરે,
દેવલોકને દુખજ આપી અન્યાય તેં કીધો;
તારે કાજે અવધપુરમાં જન્મ મેં તો લીધો. મારૂં.
અધર્મ અતીશે કીધો વેદના કીધા ખંડ. મારૂં.
તેને માટે મારે તને દેવો ઘટે છે દંડ. મારૂં.

### ( શામશ્રી )

વિભીષણ—પરમદારેણ તપ અગ્ની સમ, કાંગીના સરખો ક્રોધ;
હવે ફરી એવો ક્યાં મળે, રાવણ બંધવ જોધ.
અરેરે બંધુ તે આ શું કર્યું.
જેને કારણ આદી પુરૂષ, અન્તર્યામી ભગવાન;
નિર્ગુણ બ્રહ્મ સગુણ કર્યા, યોગી ધરે છે ધ્યાન. અરેરે.
બંધુ તું સીતા લાવ્યો હરી, કર્યો મુજને ઉપકાર;
રામ સંગે મીત્રાઇ કરી, જશ પામ્યો વીસ્તાર. અરેરે.

કીર્તી વીસ્તરી તારી જગમાં, ગાશે મોટારે મુન્ય;
મારે બાંધવ પાખે આજે, દીશા પડી ગઈ શુન્ય. અરેરે.

રામચંદ્ર—હે વીભીષણ તમે વીવેકી થઈ આ રૂદન શું કરો છો નાશવંતનો શોક કરવો તમને ઘટતો નથી માટે શાન્ત રહો.

( ભરથરી )

મંદોદરી—અરે સ્વામી મેં સમજાવીઆ, માન્યું નહીં વચનજી;
પુત્ર ધનનો નાશ કરી, ખોયું છેવટ તનજી;
અરેરે સ્વામી આ શું કર્યું.
રામચંદ્રની સાથે તમે, ભલું ભજવ્યું છે વેરજી;
ત્રીભુવનમાં કીર્તી વીસ્તરી, ગવાશે ઘેરેઘેરજી,
સ્ટીમાં નીપજશે નહીં, આપ સરખો પ્રતાપજી,
જેને અરથે રામ અવતર્યા, રૂડી ચાલશે ખ્યાતજી. અરેરે.
દૈવ ગતી જુઓને જેને બ્રહ્મા લાગતા પાયજી,
તેવો નર રણમાં પડ્યો, મુસ્તક ભુમી રોળાયજી. અરેરે.

રામચંદ્ર—હે સતી આ કલ્પાંત કરી શોક શા માટે કરે છે, તું મુળ દ્રષ્ટી ધાલી જો કે એમાં શું સત્ય છે, આ સર્વે માયાનું ચિત્ર સ્વપ્નાવત છે માટે મોહ તજી હે માતુશ્રી તમે ઘેર જાઓ

( રામશ્રી. )

વિભીષણ—મહારાજ પુરમાં પધારો, ભકતના પુરણ કામ;

હસ્ત જોડી વીનવી કહું, પધારોને હે સ્વાગ. મહારાજ.
વીરંચીત નચ નીમીત્તને, જુઓને પ્રભુ આજ;
પધારી ત્યાં પાવન કરો, મનોરથ મહારાજ. મહારાજ.
સાંભળ વીરા વીભીષણ, સત્ય કહું છું વચંન;
મુજ ભકત જ્યાં વાસો વસે, સદા છે તે પાવંન. સાંભળી.
ઘરનું અન્ન લેવાય નહીં, કન્યાદાન વીશુદ્ધ;
ગોદાન જો કર્યું હોયતો, ખાવું નહીં તેનું દૂધ. સાંભળી.
એમ લંકાદાન કરી મેં, તે માટે ન અવાય;
વળી ભરથને મળ્યા વીના, પુરે નવ પેસાય. સાંભળી.

લક્ષ્મણજી વીભીષણને રાજ્યગાદી આપી.

( ત્રીતાળી. )

હનુમાન—માતુશ્રી સુખી છે રઘુવીર, માર્યો દશાનન રણધીર;
વિભીષણને બેસાડયા રાજ, હું આવ્યો તેડવા કાજ;
સીતાજી—હે મારૂતી તે મારે કાજ શ્રમ કર્યો અતી કપીરાજ,
દીન દીન બળ અધીક રહેજો, તેજ પ્રતાપ વધુ વાધજો.
હનુમાન—હે જગત જનુની પ્રભુ આજ્ઞાથી મંગળ સ્નાન કરો,
સીતાજી મંગળ સ્નાન કરી રઘુપતી સમીપ આવ્યાં.

( કેરબો )

રામચંદ્ર—મારી પાસે નહીં આવો સીતા દુર રહોરે,
રાવણ તમને હરી ગયોને ત્યાં રહ્યાં બહુ માસ.

શીકાપંનાંદ લાગ્યાથી વિશ્વમાં થયું પ્રકાશ; મારી ;
કોઇ કહેશે રાવણ ઘેરે સુંદર રૂપે એહ,
ત્યાં શીલ વ્રત કેમ રહ્યું એ મોટા સંદેહ. મારી;
દીવ્ય રૂપ કરી આવો તો કરૂં હું અંગીકાર
નહીં તો તમે ઉભાં રહો નકી એજ ઠાર.

( ભરથરી. )

સીતાજી—મેં ઘણા દીન ગહા દુખ વેઠયું પ્રભુ તમારે વીયોગજી,
આજ ચરણને શરણે આવી, તમ દર્શન સંયોગજી;
હે જગદાત્મા રઘુરાયજી.
જેમ અમૃતકેરા પાત્રને કરવા માંડયું મે પાવનજી,
પહેલાં હળાહળ થયું એમ મારે ભગવાનજી. હે જગ૦
ભગીરથી સીંધુ શણું ગઇ, સાગર કહે નહીં ઠામજી;
એમ આપને શણે આવી, કીકરી પુર્ણ કામજી. હે જગ૦
છતાં પતિજ નહીં આવેતો સુણો શ્રી રઘુરાયજી;
અગ્નીમાં સુવર્ણ તપે, એમ તપું હું આજજી. હે જગ૦

હે લંકેશર મને જવા રજા આપો હમને ચૌદ વર્ષ થઇ ગયાં તેથી મારા પુન્ય પવીત્ર બંધુ ભરથ તે પ્રાણ ત્યાગ કરશે.

વીભીષણના અત્યાગ્રહથી સાથે લીધા, હનુમાનને ખબર કહેવા મોકલ્યો.

( રામગ્રી. )

ભરથ—નાથ મને કેમ વીસાર્યા, કપટી જાણીને આજ?

દુરભાગી અપરાધી હું માટે તજ્યો મહારાજ. નાથ.
હે લક્ષમણ બડભાગી તુંને તેડી ગયા પ્રભુ સાથ;
બનમાં ફળ જળ ત્યાગ કરી થયો તું તો સનાથ. નાથ.
જોગી રહ્યા હું વીયોગીરે, દુખ પામુંછું મન;
તજ્યો રઘુપતીએ નાહ્મે જાણી કેકૈનો તન. નાથ.

( ગીતી. )

ભરથજી—હે અમી માતુશ્રી ભોગ લેને આવ્યો તુજ પાસે;
જ્યાં હું જન્મ પામું, ત્યાં થાઊ રઘુપતીનો દાસ.

હે ભરથજી રામચંદ્ર રાવણ મારી સીતા સહીત આપની પાસે પધારે છે. ભરત ને રામચંદ્ર ભેટયા.

હે શત્રુઘ્નજી રામ લક્ષ્મણ ભરત ને સીતા સહીત પધારે છે.
રામચંદ્ર શત્રુઘ્નને મળી રાજ્યમાં આવ્યા.
ગુરૂજ રાજ્યાભિષેક કરી ગાદી આપી.



# જાહેર ખબર.

સર્વે સદ્ગૃહસ્થોને વિનંતી કરવામાં આવે છે કે નીચે લખેલી ચોપડીઓ કર્તા અથવા પ્રસીદ્ધ કર્તા પાસેથી અથવા અમદાવાદમાં રાયપુર બઉઆના ...ળમાં ભટ હરીલાલ કુબેરજી પાસેથી મળશે.

રૂ. આ. પાઇ.

| | |
|---|---|
| ચંદ્ર કુમદા નાટક | ૦—૪—૦ |
| દુષ્કાળ દુઃખદર્શક ગાયનના ઓપેરા. | ૦—૨—૦ |
| કુટીલા કંકાસ ગૌરી નાટક. | ૦—૨—૦ |
| ...ની પ્રેમાન્ધ પતી નાટક. | ૦—૨—૦ |
| ...પતી ઝઘડો. | ૦—૨—૦ |
| મિથ્યાભીમાની. | ૦—૨—૦ |

મેનેજર.

બળદેવજી મનસુખરામ જોતીષી.

ધી કુકરવાડા સંગીત રામલીલાના કર્તા.

મુ. કુકરવાડા.

પોસ્ટ કુકરવાડા.

સ્ટેસન વિજાપુર ગાયકવાડી.